# શ્રી હરસિદ્ધિ

## મહાત્મ્ય



રચી પ્રસિદ્ધ કરનાર

ગોર નારાયણજી હામજી થાનકી.

ત્રિવેદી પ્રેસ, કરાચી.
TRIVEDI PRESS, FRERE ROAD, KARACHI



# શ્રી હરસિદ્ધિ

## મહાત્મ્ય



(છંદ સહીત.)




રચી પ્રસિધ્ધ કરનાર,

ગોર નારાયણજી દામજી થાનકી.

રહેવાસી પોરબંદર તાબે મજીવાણા.

હાલ નિવાસ—રાવલ.



સંવત ૧૯૮૪. સને ૧૯૨૮.

આવૃત્તિ પહેલી પ્રત ૨૦૦૦.








મુલ્ય રૂા. ૦—૪—૦ પોસ્ટેજ ૦—૨—૦



## મુદ્રક સ્થાન

ફ્રીયર રોડ, સ્વામીનારાયણ બીલ્ડીંગમાં આવેલા પોતાના
ત્રિવેદી પ્રિન્ટીંગ પ્રેસમાં
ગિરિજાશંકર બી. ત્રિવેદીએ છાપ્યું, કરાચી સીટી.





# પ્રસ્તાવના

અનાયાસે મારૂં જવું માતાજી હરસિદ્ધિને મંદીરે થયું, જતાંવેંત માતાજીનાં દર્શન કર્યાં, દર્શન કરતાં વારજ માતાજીની દૈવી મુર્તિ મારા હૃદય વિષે બિરાજમાન થઇ, તેજ ક્ષણે મારા અંતરાત્મામાં દિપક જ્યોતી રૂપી પ્રકાશ થયો એજ વખતે માતાજીનાં ચારીત્રોનું વર્ણન કરવાની મારી ઇચ્છા થઇ માતાજીની પુર્ણ કૃપાથી ધીમે ધીમે દરેક માતાજીનાં ચારિત્રોના દાખલાઓ મને સાધન રૂપ થયા આ દાખલાઓ એકંદર તૈયાર કરી મારી અભિલાષા એવી થઈ કે આ માતાજીનાં ચારીત્રોનો હેવાલ જન સમાજ સમક્ષ મુકવામાં આવે તો માતાજી હરસિદ્ધિની ખ્યાતિ દિન પ્રતિદિન વિશેષ અભિવૃધ્ધિ થઇ જગપ્રસિદ્ધ થતાં દુઃખદાઈ બંધુઓનાં દુઃખનો નાશ થાય તે ખાતર "શ્રી હરસિદ્ધિ મહાત્મ્ય" રૂપી આ લઘુ ગ્રંથ તૈયાર કરી જન સમાજ—સમુદાય આગળ યથાશકિત નિવેદન કરૂં છું. જેમાં કાંઇ પણ દોષ હોય તે વાંચક બંધુઓ ક્ષમા કરી આ પુસ્તકમાં ખરો સારાંશ શું છે તેનો સ્વીકાર કરી પોત પોતાનાં મનની મન કામનાઓ પાર પાડી આ દીન સેવકને આભારી કરશે.

આ પુસ્તક લખવામાં યોગ્ય સ્થળે ઘટતા સુધારા કરવા માટે શ્રી જામનગર તાબે હડીઆણાના રહીશ ગિરિજાશંકર બી. ત્રિવેદીએ ( પોતાનાં કુળદેવી ) માતાજીની સેવા અર્થે પોતાના કીંમતી સમયનો ભોગ આપી સહાયતા કરી છે, તેનો ખરા અંતઃકરણ પુર્વક આભાર માનું છું. ॥ અસ્તુ ॥

લી૦ સેવક,

નારાયણજી દાસજી થાનકી

ના જયદેવી સ્મરણ વાંચશો.



# શ્રી હરસિદ્ધિ માતની સ્તુતી.

(રાગ—રઘુપતિ રામ રૂદેહમાં રહેજો રે.)

નમું અંબે માત અષ્ટ ભુજાવાળીરે,
કરજો સહાય મને કોયલાવાળીરે .... નમું૦

પ્રથમ આરાધું બ્રહ્મા કુમારીરે,
મયુર વાહને બેસનારીરે,
ગાવા છંદ ઉમંગ ઉર ભારી .... .... નમું૦

મહાત્મ્ય હરસિદ્ધિનું પ્રગટ કરવારે,
કઠીન ભવસાગર પાર ઉતરવારે,
ગાવા ગુણ અંબા માના ગરવા .... નમું૦

કહે નારણ તારણ જગ જનુનીરે,
આશા પુરણ કરજો મારા મનનીરે,
રક્ષા કરજો હરસિદ્ધિ મુજ તનની .... નમું૦





# ॥ श्री हरसिद्धि माताजीनुं प्राकटय. ॥



જે વખતે શ્રીકૃષ્ણ પરમાત્મા મથુરાં નગરીમાં બીરાજતા હતા તે વખતે તમામ રાક્ષસોનો સંહાર કરતાં માત્ર એકજ રાક્ષસ નામે સંખાસુર મારવો બાકી રહી ગએલ; તે શંખાસુર આખા મંડલમાં બેટ શંખોદ્ધાર નામનો જે હાલ ટાપુ છે, તેમાં રહેતો હતો. કૃષ્ણ પરમાત્માને પોતાની કુળદેવી અંબાજી માતાનું મહાત્મ પ્રગટ કરવું હતું તેથી જેને બાકી રહેવા દીધેલ.

એક વખત શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાની અષ્ટ પટરાણી સહીત અંબા માતાના દેવળમાં જઇ, માતુશ્રી અંબાજી માતાની સ્તુતી કરવા માંડી, તે વખતે સાક્ષાત માતુશ્રી પ્રગટ થયાં અને કહેવા લાગ્યાં કે હે પુત્ર! માગ, માગ, આ વખતે તમને અષ્ટ પટરાણી સહીત મારા મંદીરે આવી અર્ધ રાત્રીને વખતે સ્તુતી કરવાનું કારણ શું છે? તે જણાવશો અને જે ઇચ્છા હોય તે વર માગો પુત્ર, હું તારી કુળદેવી છું.

કૃષ્ણ—હે જગતજનની, આપ ખરેખર મારા ઉપર પ્રસન્ન થયાં હો તો મારી જે ઇચ્છા છે, તે આપની આગળ નિવેદન કરૂં છું. તે શ્રવણ કરો.

માતુશ્રી—બહુ સારૂં બોલો, શું ઇચ્છા છે ?

કૃષ્ણ—માતુશ્રી, આપની પુર્ણ કૃપાથી મેં બધા અસુરોનો નાશ કર્યો છે, પણ રત્નાગર સાગરમાંહે આવેલ બેટ નામના ટાપુમાં સંખાસુર નામના એક અસુરને મારવો છે, અને તેનો નાશ કરવા માટે આપની સહાયતાની જરૂર છે.

માતુશ્રી—પ્રભો આ શું બોલો છો? તમે અખીલ ભુવન પતિ છો. અને અનેક અસુરોનો તમે નાશ કર્યો છે, તો પછી એક સંખા-સુર તો કઈ વિશાતમાં છે ?

**કૃષ્ણ**—હે જગતજનની ! આપ કહો છો તે ખરૂં છે, પણ રત્નાગર સાગર ઓળંગી બેટમાં જઈ, સંખાસુરનો નાશ કરવો, એ કામ ઘણુંજ કઠીન છે. માટે તેમાં આપની સહાયતાની ઘણી જરૂર છે.

**માતુશ્રી**—ધન્ય છે, પ્રભુ! મારો મહીમા વધારવાની તમારી ઇચ્છા છે, તે ઘણું સારૂં છે, હું તમને વચન આપું છું કે જ્યારે તમે છપન કોટી યાદવ સહીત રત્નાગર સાગર તીરે જશો ત્યારે તે વખતે હું તમારા ભાલા ઉપર કોયલ સ્વરૂપે બેસીશ, જેથી જ્યારે તમો સમુદ્રની અંદર દાખલ થશો ત્યારે વિનાશ્રમે જળ ઉપર ચાલી શકશો. બેટમાં જઇ સંખાસુરનો સંહાર કરી ત્યાં તમારૂં અખંડ સ્થાન સ્થાપજો કે જેથી કરી કળીયુગ મધ્યે આ બેટની યાત્રાએ આવનાર મનુષ્યોનાં અસંખ્ય પાપોનો નાશ થઇ અંતે તમારા ધામની પ્રાપ્તી થાય.

**કૃષ્ણ**—માતુશ્રી, મારી આ ઇચ્છા પુર્ણ કરવાનું આપે વચન આપ્યું જેથી આપનો ઉપકાર માનું છું. એટલું કહી પરમાત્મા પટરાણીઓ સહીત પોતાના ભુવન પ્રત્યે પધાર્યા, અને માતુશ્રી તેજ વખતે અંતર્ધ્યાન થયાં.

થોડો સમય વિત્યા બાદ કૃષ્ણ પરમાત્મા છપન કોટી યાદવો સહીત સંખાસુર વધ કરવા માટે રત્નાગર સાગરના કીનારા પર આવી માતુશ્રીના આપેલ વચનની રાહ જોઇ ઉભા છે, ત્યાં અંતરીક્ષ માતુશ્રી કોયલનું સ્વરૂપ ધારણ કરી કૃષ્ણ પરમાત્માના ભાલા ઉપર બીરાજમાન થયાં. પરમાત્મા જુએ છે તે માતુશ્રીને ભાલા ઉપર બીરાજમાન થયેલાં જોયાં, તેજ વખતે જય દેવીનો ઉચ્ચાર કરી પોતાનાં સઘળાં સૈન્ય સહીત સમુદ્ર મધ્યે પ્રવેશ કરી વિના શ્રમે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં એક રમણીય સુંદર બેટ આવ્યો, તે જોઈ પરમાત્માને તે જગ્યાએ થોડી વાર આરામ લેવાની ઇચ્છા થઇ, જેથી પોતાના સઘળા યાદવ સૈન્યને થોડો સમય આરામ લેવાની આજ્ઞા કરી ત્યાર બાદ પરમાત્માએ વિચાર કર્યો કે મારી કુળદેવી અંબામાએ મને જે સહાય કરી છે તેને માટે અહીં એક સુંદર દેવાલય બંધાવી તેમની સ્થાપના કરવી જોઇએ, આમ વિચાર કરી તેજ વખતે છપનકોટી યાદવો મળી માતુશ્રીની સ્તુતી કરી એક વિશાળ અને ભવ્ય ગગનને ચુમી રહે તેવું મંદીર બંધાવી માતુશ્રીની સ્થાપના કરી. અને તેનું બીજું નામ હરસિદ્ધિ

રાખી પુજા કરી, અને તે બેટનુ નામ કોયલો રાખ્યું. કારણ કે માતુશ્રી કોયલ સ્વરૂપે સહાય થયાં હતાં. જેથી તેમના સ્થાનકનું નામ કોયલો આપ્યું. અત્યારે પણ તે (કોયલીયો) કોયલા ડુંગર તરીકે પ્રખ્યાત છે અને તેના શીખર ઉપર માતુશ્રી હરસિદ્ધિનું દેવળ અદ્યાપીપર્યંત શોભી રહ્યું છે. અને તેની આજુ બાજુ રત્નાગર સાગર ગર્જના કરી રહ્યો છે. ત્યાંથી કૃષ્ણ પરમાત્માએ બેટમાં જઈ સંખાસુરનો વધ કરી તેનો ઉધ્ધાર કર્યો. અને તે અસુરના નામ પરથી શંખોધ્ધાર બેટ નામ પડયું.

પ્રિય વાંચક બંધુઓ, આ બેટ શ્રી દ્વારકાંથી ચૌદ માઇલ ઉપર આવેલો છે, ને તે યાત્રાનું સારૂં ધામ છે.

શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

શ્રી શ્રી શ્રી

॥ શ્રી ॥



# પ્રભાતસેન પર માતુશ્રી હરસિદ્ધિની થએલી અકૃપા.



## દ્રષ્ટાંત ૧ લું.



પ્રિય વાંચક બંધુઓ એક જગ્યાએ એવું કહેવામાં આવ્યું છે કે પ્રભાતસેન ચાવડાનો માતાજી ભક્ષ કરતાં, તો તેનો ભક્ષ શાકારણથી કરતાં, તેનો એક જુનો ઈતિહાસ મળી આવતાં તેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

સંવત ૧૩ ની સાલમાં કોયલાથી આવેલ પુર્વ બાજુના મીયાણી (મીનલપુર) શહેરમાં મહાન પ્રતાપી પ્રભાતસેન નામે ચાવડા કુળનો રજપુત રાજ્ય કરતો હતો. તેને સાત રાણીઓ હતી તેમાંની પ્રભાવતી નામે પટરાણી હતી. તે શકિતની પરમભકત હતી, તે આશ્રીન માસમાં નવરાત્રિના દિવસોમાં માતાજીનો સુશોભીત મંડપ રચી સાતે બહેનો તેની અંદર માતુશ્રીના છંદો સહીત સુંદર આલાપથી રાસ રમતી ને મધુરા સુરથી તથા વાજીંત્રોથી મંડપ ગજાવી મુકતી.

એક વખતે રાત્રીના દશેક વાગ્યાનો સુમાર થયો તે વખતે તે કોમળ કંઠથી સુંદર વાજીંત્રોની સાથે માતાજીના છંદોનો ધ્વની કોયલા ડુંગરના શીખર ઉપર બીરાજેલાં માતાજી હરસિદ્ધિના કર્ણે આવ્યો તરતજ માતાજી આનંદમય બની સોળ સણગાર સજી, સુંદર કનકનો ગરબો લઇ રાસ રમવા પ્રભાતસેનની સાત રાણીઓ સાથે દાખલ થઇ ગયાં

પ્રભાતસેન પોતાના મહેલની બારીએથી આ સુંદર રાસ મંડળ નીહાળતો હતો, પોતાની સાત રાણીઓ સાથે મહાન તેજસ્વી મુર્તિ એક નવીન સ્ત્રી કોણ રમે છે? એવી શંકા ઉત્પન થઇ, પણ તે દિવસે જવા દીધું, પણ તેના મન વિષે વિચાર ઘોળાયા કરતો હતો. તેજ વિચારોમાં દિવસ વ્યતિત કર્યો, રાત્રી થતાં પોતે અંધાર પછેડો ઓઢી મેડી ઉપર બેઠો. જે વખતે રાસ બંધ થયો અને માતાજીએ પોતાના

ધામ તરફ પ્રયાણ કર્યું. તેજ વખતે મહેલથી નીચે ઉતરી આડે, આવી; ઓડો બાંધી આગળ ઉભો. પ્રિય વાંચક બંધુઓ! માતુશ્રી તો સર્વવ્યાપક છે, જેથી તેમની દ્રષ્ટી આડે આવેલ રાજા પ્રભાતસેન ઉપર પડી તરતજ ક્રોધાયનમાન થઈ કહેવા લાગ્યાં, અરે ચાંડાળ, દુષ્ટ, પાપી, તું કોણ છે? અાંહી મારાં ચારીત્રો જોવા શા માટે ઉભો છે, બોલ, નહી તો હમણાંજ બાળીને ભસ્મ કરીશ.

**રાજા**—આપ કોણ છો એ મને જણાવી મારા મનની ઇચ્છા પુર્ણ કરો.

**હરસિદ્ધિ**—અરે ચાંડાળ, તારા મનની ઈચ્છા આ મારૂં ખડગ પુર્ણ કરશે, બસ, બોલ, તું કોણ છે? નહીતો આજ ક્ષણે તારૂં સર્વસ્વ પાયમાલ કરી તને બાળી ભસ્મ કરીશ. આમ બોલતાં વારજ માતાજીનાં નેત્રોમાંથી અગ્નિની જવાળાઓ પ્રગટી, આ બનાવ જોઈ ભયભીત થઇ ચરણોમાં પડયો, ક્ષમા કરો દેવી મેં તમોને ઓળખ્યાં નહીં, માટે ક્ષમા યાચું છું.

**હરસિદ્ધિ**— ચાંડાળ, ક્ષમા શાની? બોલ, તું કોણ છે?

**રાજા**—માતાજી, હું આપના આશ્રય તળે રહેનાર આ મીયાણી શહેરનો રાજા પ્રભાતસેન છું, મારો અપરાધ ક્ષમા કરી આપ મારા ઉપર જે બોજો મુકો તે ઉપાડવા હું તૈયાર છું.

**હરસિદ્ધિ**—રાજા આ તારી શી મતી ભ્રષ્ટ થઇ તને આ શું સુજયું? જા, હવે વધારે શ્રાપ આપતી નથી પણ જ્યાં સુધી તારૂં શરીર રહેશે ત્યાંસુધી હમેશાં તારૂં ભક્ષણ કરી ફરી સજીવન કરી, તને તારા ભુવન પ્રત્યે મોકલીશ. તારે હમેશાં મારે મંદિરે હાજર થવું, આ દંડ આપું છું. આમ કહી માતાજી દેવી સ્વરૂપમાંથી અગ્નિનો ગોળો પ્રગટ થઇ આકાશ માર્ગે કોયલા ડુંગર ઉપર ચાલ્યો ગયો.



# પ્રભાતને માતુશ્રીના શ્રાપથી મુક્ત કરાવવું

અને

## રાજા વિરવિક્રમનું અનાયાસે મીયાણી શહેરમાં આવવું.



### દ્રષ્ટાંત ૨ જું.



રાજા વિર વિક્રમ એક વખત દ્વારકાંની યાત્રાએ નીકળ્યા રસ્તામાં મીયાણી શહેરમાં પોતાનો માસીનો દીકરો પ્રભાતસેન રાજા રાજ્ય કરતો હતો, તેમને મળવાની ઇચ્છા થઈ. તેથી મીયાણી શહેરમાં આવ્યા, રાત્રીના વખતે બંને ભાઇઓ અરસ પરસ કેટલીક વાતો કરતા હતા, વિક્રમની દ્રષ્ટિ રાજા પ્રભાતસેન પર ઠરી. તો શરીર એકદમ પીળું અને શકિતહીન થએલું જોઇ તે બોલ્યા ભાઈ, આપના શરીરની આ શી દશા ? થોડા વર્ષ પહેલાં મેં આપનું શરીર જોયું હતું તો ઘણુંજ તંદુરસ્ત અને મજબુત હતું, તો આ થોડા સમયમાં આટલો શો તફાવત! તે માટે મને શંકા રહે છે, તો હે પ્રિય બંધુ જે હકીકત હોય તે નિવેદન કરો.

**પ્રભાતસેન**—ભાઇ વિક્રમાજીત આ બાબત ઘણીજ કઠીન છે. અને તે પુછવામાં સાર નથી, માટે એ વાતને જવા દે.

**વિક્રમ**—ભાઇ, કેમ સાર નથી ! હું વીરવિક્રમ, પરદુ:ખભંજન આપને ત્યાં મીજમાન, અને આપના દુ:ખનો નાશ ન થાય તો પછી મારૂં નામ પરદુ:ખભંજન એ દુનિયામાં નકામું ઠરે, માટે જે હકીકત હોય તે વિના સંકોચે સત્વર કહો.

**પ્રભાતસેન**—ભાઇ, મારા ઉપર હરસિદ્ધિ માતાનો દંડ છે, જે જીંદગી પર્યંત આપ્યા વિના છુટકો નથી.

**વિક્રમ**—દંડ વળી શું ?

**પ્રભાતસેન**—ભાઈ, હર હમેશ મારે સવા પહોર દિન ચડતાં માતાજીના મંદીરે જવું પડે છે, અને ત્યાં તેલની ઉછળતી કળામાં નાખી મારો ભક્ષ માતાજી કરે છે, પાછો સજીવન કરી મારા ભુવન પ્રત્યે મોકલે છે.

**વિક્રમ**—બસ આટલુંજ ના ! ફીકર નહી આજે મારે જાતે જઇ આ શરીરનું બલીદાન આપવું છે. આમ કહી વિક્રમ પોતે, તેજ વખતે હરસિદ્ધિ માતાને મંદીરે રાજા પ્રભાતસેનની વતી જવા તૈયાર થયા, પોતાનું શરીર ચારી નસેનસ સુગંધી પદાર્થ ભર્યા તે પર રાજા પ્રભાતસેનનો સ્વાંગ પહેરી કમર કસી મસ્તકે નવધરૂં બાંધી માતાને મંદીરે સવા પહોર દિવસ ચડતે હાજર થયા.

રાજા વિરવિક્રમ પહોંચતાની સાથેજ પુરા પ્રેમથી પુજા કરી, ત્યારબાદ અગ્નિ પ્રદીપ્ત થઇ તેલ ઉકળતાની સાથેજ માતુશ્રીનું ધ્યાન કરી કડાઇમાં બેઠા બેસતાની સાથેજ આખું મંદીર સુગંધી મય બની ગયું, તેટલામાં તો રાજા વિક્રમનું શરીર તેલની કડાઉપર તરી આવ્યું માતાજીએ ભોગ કર્યો, કે તરતજ આઠે અંગમાં આનંદ છવાઇ ગયો, રાજાને સજીવન કરી માતુશ્રી પસન્ન મુખે વરદાન માગવા કહ્યું વિક્રમ તરતજ હાથ જોડી બોલ્યો, હે જગતજનની ! આપ મારા પર પ્રસન્ન થયાં હો તો હું આટલુંજ માગું છું કે એક તો રાજા પ્રભાતસેનનો ભક્ષ આજથી બંધ કરો અને બીજું આપ ઉજ્જન પધારી આ દીન સેવકને નિરંતર દર્શન આપી મારો બાણું લક્ષ માળવો પવિત્ર કરો.

**હરસિદ્ધિ**—પુત્ર, તથાસ્તુ. જા તારાં બંને વચનો આપું છું, પણ ઉજ્જન જતી વખતે એજ કહેવાનું છે કે, હું તારી પાછળ એક સાત વર્ષની કન્યાનું સ્વરૂપ ધારણ કરી આવીશ તેમાં તારે જરાપણ શંકામંદ થવું નહી. જ્યારે શંકા કરશો; અને ધારશો કે મારી પાછળ માતાજી પધારે છે કે નહી, એવી શંકા ઉત્પન કરી પાછુંવાળી જોઇશ અને મારીને તારી એક દ્રષ્ટી થશે, તેજ વખતે તેજ જગ્યાએ મને ઉભેલી જોઇશ તે જગ્યાએથી એક ડગલું પણ આગળ ભરીશ નહી.

પ્રભાતસેન વિક્રમને મળતાં સઘળી હકીકતથી વાકેફ થયો અને તરતજ માતાજીના મંદીરે ગયો. માતુશ્રીને સાષ્ટાંગ દંડવત કરી પ્રાર્થના કરવા લાગ્યો. માતુશ્રીએ દીન વાણી સાંભળી તેના પર દયા લાવી વર માગવા કહ્યું.

**પ્રભાતસેન—માતુશ્રી**. હું મારી અજ્ઞાનતાને લઇ આપને ઓળખી શકયો નહી, તો અપરાધ ક્ષમાકરી આપ મને દરરોજ દર્શન આપો એ મારી પ્રાર્થના છે.

**માતાજી**—પુત્ર, તારા શહેરમાં જે જગ્યાએ હું તારા ઉપર કોપાયમાન થઈ હતી તે જગ્યાએ દેવળ બંધાવી તેમાં મારી સ્થાપના કરજે એટલે ત્યાં તને નિરંતર દર્શન આપીશ.

**પ્રભાતસેન**—દેવળ બંધાવી સ્થાપના કરીશ પરંતુ અત્યારસુધી આપની પુજા દેવતાઓ તથા પ્રતાપી મનુષ્યો કરતા આવ્યા છે, તો પુજા કરવા માટે શો પ્રબંધ કરવો તે કૃપા કરી કહો

માતાજીએ તેજ વખતે પોતાની ગોદમાંથી એક બાળક આપ્યું અને બોલ્યાં, પ્રભાત આ બાળકનું બાર વર્ષ સુધી પાલન કરી મારા પુજારી તરીકે રાખી આ ધાર ઉપર બેરા નામનું ગામ વસાવી આપજે અને આ બાળકનું નામ ગુંસાઇ હરસિદ્ધગર રાખજે કારણ કે મારી ગોદમાંથી આપેલ છે.

**પ્રભાતસેન**—બહુ સારૂં માતુશ્રી, આપના કહેવા મુજબ વર્તીશ તે ઉપરાંત મીયાણી શહેરમાંથી છ સાંતીની જમીન આપના દીવેલ માટે અર્પણ કરૂં છું. આટલું કહી પ્રભાતસેન ચરણે શીશ નમાવી બેસી ગયો. કે તરતજ વિક્રમે પોતાના રાજ્ય તરફ આવતી કાલે જવાની આજ્ઞા માગી બંને ભાઇઓ મીયાણી શહેરમાં આવ્યા.

સવાર થતાં વિક્રમે માતાજીનાં મંદીરે આવી સ્તુતી કરતાં માતુશ્રી પ્રગટ થયાં, વિક્રમ બોલ્યા હે જગતઅંબે હું આજ સાંજના પાંચ બજે મારા દેવાંગી અશ્વ ઉપર રાજ્ય તરફ પ્રયાણ કરવાનો છું, તો આપના આપેલ વચન પ્રમાણે પધારશો.

વિક્રમ આગીઆ વૈતાલનું સ્મરણ કરી પોતાના અશ્વ પર સ્વાર થયા કે તેજ વખતે અશ્વ આકાશ માર્ગે ઉડી નીકળ્યો, સવા પહોર રાત્રી વ્યતિત થતાં અશ્વ સફરા નદીને પહેલે તીરે જઇ ઉભો કે વિક્રમને શંકા ઉત્પન થઈ માતાજી વચન પ્રમાણે પધારે છે કે કેમ શંકા થતાં પાછું ફરી જુએ છે તો માતાજી આવતાં જોયાં

વિક્રમને પાછું વાળી જોએલો જોઇ કહ્યું કે હે રાજેન્દ્ર ! તેં વિશ્વાસ ન રાખતાં પાછળ જોયું, જે હવે હું અહીંથી એક ડગલું પણ નહી દેવાની; આ વખતે માતાજી સફરા નદીને સામે તીરે ઉભેલાં હતાં વિક્રમે ઘણી આજીજી કરી પરંતુ માતાજીએ આપેલ વચન મુજબ ત્યાંજ રહેવા કહ્યું, વિક્રમે તે જગ્યાએ સુંદર દેવાલય બંધાવી માતાજીની સ્થાપના કરી.

માતાજી કોયલા ઉપર પોતાના મંદીરમાં જે અગ્નિકુંડ ઉપર તેલની કડામાં પ્રભાતસેનને તળતાં હતાં તે કુંડ ઉપરના દેવળમાં હજુ હયાત છે. માતાજીની સવા પહોર રાત્રી જતાં ઉજ્જનમાં પુજા થાયછે, અને સવા પહોર દિવસ ચડતે તેમનાં (ગાંધવી) મુળ સ્થાનકે પુજા થાય છે, દિવસની આરતી થતાં માતુશ્રી એકદમ તેજસ્વી અને ઘણો પરિશ્રમ પડયો હોય તેવાં દેખાય છે, અને મુખારવિંદ ઉપર શ્વેદ બિન્દુઓ જામેલાં પ્રત્યક્ષ દેખાય છે.

મંદીરની ઉત્તરે એક સુંદર (શયન સ્થાન) દહેરૂં છે તે મધ્યે હીંડોળો છે તે ઉપરે મખમલની ગાદી તથા ગાલમસુરીયાં છે અને તે ઉપરે સરબતી મલમલનો સુંદર ઓછાડ બીછાવેલ છે અગાઉ મધ્યાન કાળે તેમજ રાત્રીના હીંડોળો તેની મેળે ચાલતો; તેમજ નીજ મંદીરનાં કમાડ માતુશ્રી ઉજ્જનથી પધારે કે તરતજ ખુલી જતાં હાલ પણ કોઇ કોઇ વખત તે ચાલતો સંભળાય છે અને કોઇ વખતે તે શયન ઉપર ફુલના હાર, તેમજ છુટાં છવાયેલાં ફુલો, માતુશ્રીએ લલાટે ચોડેલ ટીલીઓ, તેમજ કુમકુમના પગલાં જોવામાં આવે છે, આવો પરચો હાલ કલિયુગમાં જણાય છે તેમજ માતુશ્રીના સિંહાસન આગળ ચાંખડીઓ રહે છે તે પણ કાદવથી ખરડાએલી કોઇ વખત માલુમ પડે છે, પુજારી હરહમેશ સાફસુફ કરે છે છતાં પણ કોઇ વખતે પુજા વખતે મંદીર ખોલતાં કાદવવાળી જોવામાં આવે છે.

પ્રિય વાંચક બંધુઓ આવાં ચમત્કારી માતુશ્રીનાં દર્શન કરવાનો અલભ્ય લાભ લઇ પોતે કૃતાર્થ થશે. કારણકે હાલ કલિયુગમાં પણ ઘણા પરચા મોજુદછે. તેમજ કરેલ માનતાઓ ફળે છે તેના પ્રત્યક્ષ પુરાવાછે.

પ્રિય વાંચક બંધુઓ, પ્રભાતસેને માતુશ્રીએ આપેલ બાળકનું બાર વર્ષ સુધી પાલન કરી ઉમર લાયક થતાં કોયલા ડુંગરે હરસિદ્ધિ માતાને મંદિરે આવી તે બાળકને પુજારી તરીકે રાખ્યો, અને બેરા નામે પુજારીને ગામ વસાવી આપ્યું; તેમજ તેમને રહેવા મકાનો પણ બંધાવી આપ્યાં. આ વખતે તે સ્થળમાં એક મહાન પ્રતાપી ગાંધર્વો રાક્ષસ હતો, તેની ગાંધેશ નામે નગરી ત્યાં અંતરીક્ષ હતી, તેમાં બહોળા કુટુમ્બ સહીત વસતો હતો, તેણે પોતાની નગરી પાસે મનુષ્યોનો વાસ

જોઈ ક્રોધાયમાન થઇ પ્રભાતસેને વસાવેલ બેરા ગામના પાણા કાંકરા સહીત બધા અસુરોએ મળી સમુદ્રમાં નાખી દીધું આ વખતે મહંત હરસિદ્ધગર માતુશ્રીને મંદિરે જઈ સ્તુતી કરવા લાગ્યા, કે હે માતુશ્રી આ અસુરોએ મારૂં બેરા ગામ સમુદ્રમાં ફેંકી દીધું, તે સાંભળી માતુશ્રી અત્યંત ક્રોધાયમાન થઈ વિકાળ સ્વરૂપ ધારણ કરી તે રાક્ષસો તથા તેના સઘળા કુટુમ્બનો નાશ કર્યો. અને ત્યાં પોતાની સ્થાપના કરી તેમાં તેના પુજારી હરસિદ્ધગરને રહેવા કહ્યું, અને તે ગામનું નામ પેલા રાક્ષસના નામ પરથી ગાંધવી રાખ્યું, આ બેરા ગામનો ઉજડ ટીંબો તેમજ ગાંધવી ગામ હજુ મોજુદછે, અને તેમાં પુજારીના વંશજો રહે છે. અને તે ગાંધવા અસુરનો પારીઓ ચાચલાણા ગામની સીમમાં છે.

## —દુહા—

વિક્રમને વર આપતાં, થાપીઓ સઘડો ઠાઠ,
હોંકારે હાલી નીકળ્યાં, સફરા નદીને ઘાટ.
ચોસઠ જોગણી સાથમાં, આગીઓ આગેવાન,
હરખે હરસિદ્ધિએ આપીઆં, વિક્રમને વરદાન.
મુંગાને વાચા આપતાં, વંઝા ઘેરે સુત,
હેતે હરસિદ્ધિ સમરતાં, ભાંગે ભવની ભુખ.
હરસિદ્ધિ હરજો કષ્ટને, કરજો અરિનો નાશ,
અવીચળ વાણી આપજો, કહે છે નારણદાસ.



# શૈલકુમાર પ્રત્યે માતાજીનું પ્રસન્ન થવું.

## દ્રષ્ટાંત ૩ જું.





સંવત ૫૩૭ ની સાલમાં જેઠવા કુળ ભુષણ, મહાન પ્રતાપી શૈલકુમાર નામના મહીપતિ થયા, તેમનું રાજ્ય કાશ્મીર પ્રાંતમાં શ્રીનગર નામે રાજ્યધાની હતી.

તે રાજ્ય જવાથી માત્ર એકજ પોતે રહ્યો, તેની ઉમર આ વખતે વીશેક વર્ષની હતી. આ વેળાએ પોતે મહાન ચિન્તાતુર થઈ ભારત ભુમી ઉપર ફરવા લાગ્યો, ફરતાં ફરતાં કેટલીક મુદતે ખરડાકુંમરની તળેટીમાં આવ્યો અહીં એક સુંદર સ્થાન જોઇ ત્યાં આરામ લેવા માટે પોતાના ઘોડાને રાણના ઝાડ સાથે બાંધી આરામ લેવા બેઠો, બહુ પરિશ્રમથી નિદ્રાદેવીને આધીન થયો, જાગ્રત થયા બાદ એક સફેદ વસ્ત્ર ધારણ કરેલ એક અલૌકીક યુવાનને ઉભેલો જોયો, તેને જોઇ રાજકુમાર મનમાં વિચાર કરવા લાગ્યો. થોડીવાર પછી તે યુવાનને રાજકુમાર પુછવા લાગ્યો, કે હે ભાઇ, તમે કોણ છો ? તે યુવાન પુરૂષે પ્રત્યુતર આપ્યો, તમારે પુછવાની જરૂર નથી જેમ તમે મુસાફર છો તેમજ હું છું. રાજકુમારે વિચાર્યું કે આ કોઇ ચમત્કારીક પુરૂષ છે એમ ધારી બોલવું બંધ કર્યું. કે તરતજ તે યુવાન બોલ્યો ભાઈ, ચલમ (ધતુરી) ભરી પીએ, રાજકુમાર કહે ભાઇ, મારી પાસે બજર નથી.

**યુવાન**—ફીકર નહી, મારી પાસે છે એમ કહી ચલમ ભરવા બેઠો રાજકુમારને શંકા થઇ તેથી તે દેવતા પાડવાનું બહાનું કાઢી ઉઠયો અને આજુ બાજુથી થોડા ઝીંણા લાકડાં એકઠાં કરી દેવતા સળગાવેછે એવો ભાસ કરી યુવાનની નજર ભુલાવી ગજવામાંથી ચપ્પુ કાઢી તે યુવાનના માથાના વાળની લટ કાપી લીધી, કે તરતજ યુવાન બોલ્યો ભાઇ આ શું તમે કર્યું મારા વાળની કાપેલી લટ મને પાછી આપો.

**રાજકુમાર**—હવે આ લટ તમને મળવાની નથી. કારણ કે તમે કોણ છો એ જાણવાની મારે ખાસ જરૂર છે એ કહો તો તમને તમારી લટ પાછી આપું.

**યુવાન**—ભાઇ, હું બરડા ડુંગર માંહેના ભુતાવરોનો રાજા છું.

**રાજકુમાર**—ભાઇ ઠીક થયું જેના માટે હું પ્રયાસ કરી રહ્યો છું તેજ મળ્યા, હવે આ લટ હું તમોને આપવાનો નથી

**યુવાન**—હું તમોને જે કહો તે સહાય કરૂં.

**રાજકુમાર**—મારી રાજ્ય મેળવવાની ઇચ્છા છે, માટે તેમાં મને સહાય કરો.

**યુવાન**—તે ઉપાય મારા કબજાનો નથી, પરંતુ એક ઉપાયછે.

**રાજકુમાર**—બહુ સારૂં ત્યારે બતાવો.

**યુવાન**—જો ભાઇ, આ સમુદ્રમાં સામે એક ડુંગર દેખાય છે. તેના ઉપર એક મંદીર છે તેના શીખર ઉપર સુંદર ધજા ફરફરે છે, ત્યાં શ્રીકૃષ્ણ પરમાત્માની કુળદેવી અંબાજી કે જે હરસિદ્ધિ નામે પ્રસિધ્ધ છે, તેની સહાયતા યાચો કે જેથી તમારૂં ધારેલું કાર્ય સફળ થાય.

**રાજકુમાર**—તમારૂં કહેવું સત્યછે, પરંતુ આ સાગર ઓળંગી ત્યાં શી રીતે જવું ?

**યુવાન**—લો આ મારી પછેડી તે પાણી ઉપર પાથરી તેના ઉપર બેસજો કે આ પછેડી તમને વિના પરિશ્રમે માતાજીના મદિર તરફ લઇ જશે. રાજકુમાર કહે સારૂં ભાઇ, એમ કહી તેની પાસેથી પછેડી લઇ તથા સંકટ સમયે સહાય કરવાનું વચન લઇ તેમના વાળની લટ પાછી આપી કે તરતજ તે યુવાન પુરૂષ અંતરધ્યાન થયો.

હવે રાજકુમાર તે યુવાનના કહેવા મુજબ સમુદ્ર ઉપર પછેડી પાથરી માતુશ્રીનું સ્મરણ કરીને પાથરેલ પછેડી ઉપર બેસી ગયો કે પછેડી ઝપાટાબંધ પાણી કાપતી વહાણની માફક ચાલવા લાગી અને થોડીવારમાં કોયલા ડુંગરની તળેટી આગળ આવી પહોંચ્યો. રાજકુમાર તરતજ છલંગ મારી નીચે ઉતરી પછેડી સંકેલી બગલમાં મારી ડુંગરના શીખર પર જઇ માતુશ્રી હરસિધ્ધિનાં દર્શન કર્યાં. મંદિરની શોભા અલૌકિક નીહાળી, આગળના ભાગમાં હવન માટે કુંડ બાંધેલ તેમજ દરિઆ કીનારે! હોઇ શીતળ પવનની લહેરો આવતી હતી. આસપાસ રત્નાગર સાગર ઉછાળા મારી રહેલ છે આ સુંદર

દેખાવ જોઇ રાજકુમારનું મન નિર્મળ બની ગયું, જેમ સાબુ લગાવવાથી કપડાં પરનો મેલ દુર થાય છે, તેમ આ સુંદર મંદિરમાં પગ મુકતાંજ રાજકુમારનાં તમામ પાપોનો નાશ થઈ ગયો અને એકાગ્ર ચિતે માતુશ્રીની સ્તુતી કરવા લાગ્યો. તેમજ એક પગે ઉભી માતાજીના મંત્રનો જાપ શરૂ કર્યો આમ કરતાં દિવસ વ્યતિત થતાં માતાજીના મંદિરમાં એકદમ ઘોર ગર્જના થઇ, અને એકદમ તેજનો પ્રકાશ થયો, તેમાં સુંદર અલૌકીક મુર્તિનો રાજકુમારને ભાસ થયો, તે મુર્તિએ સુંદર આભુષણ પહેરેલાં હતાં. તથા નેત્રો લાલ રંગનાં હતાં, પ્રિય વાંચક ! આ મુર્તિ માતા હરસિદ્ધિ પોતેજ હતાં, તેના શંગારનું વર્ણન મોટા કવિઓ પણ કરવાને શકિતવાન નથી. માતાજી અષ્ટભુજામાં આયુધ સહીત ઉભેલાં નીહાળી રાજકુમાર ભયભિત થઇ માતાજીનાં ચરણમાં પડી ગયો, માતાજીએ તેને કહ્યું પુત્ર, તું કોણ છો ? આવડી નાની વયે મારા મંદિરમાં ઉગ્ર તપ કરવાની શી જરૂર છે તે હકીકત નિવેદન કર હું તારા પર પ્રસન્ન થઇ છું, માટે વરદાન માગ.

રાજકુમાર—હે જગતજનની અંબિકા, કોયલાવાળી માતુશ્રી હરસિદ્ધિ હું જેઠવા કુળનો રાજકુમાર છું, મારૂં નામ શૈલકુમાર છે મારૂં રાજ્ય પંજાબ કાશ્મીર દેશમાં આવેલ શ્રીનગરમાં હતું, પણ મારા કર્મસંયોગે મારાથી વિશેષ પરાક્રમી રાજાઓએ લડાઇઓ કરી મારી આગળથી મારૂં રાજ્ય ખુંચવી લીધેલ છે, હું આપની કૃપાથી એકલો અહીં આવી ચડયો છું અને મને રાજ્યની ઇચ્છા છે.

હરસિદ્ધિ—પુત્ર, તારી ઇચ્છા પરિપુર્ણ થશે અને હું થોડાજ વખતમાં તને આ બરડાદેશનો અનુપમ મહિપતી બનાવીશ અને તારે તાબે બહુંતેરસો ગામ થશે હું તને આ એક ખડગ આપું છું જેમ તું અહીં આવેલ છે તેમ પાછો જા. અને બરડા ડુંગરની તળેટીમાં એક જુનો પુરાતની વડ છે, તે નીચે તારો અશ્વ બાંધી ત્યાં સુજે અને પ્રથમની માફક એક યુવાન ત્યાં મળશે તેનું નામ બાબરો ભુતછે, અને તે સર્વ ભુતાવરનો રાજા છે, તેના વાળની લટ આ ખડગ વતી કાપી લેજે એટલે તારે શરણે થશે. અને જેમ તું કહીશ તેમ કરી આપશે અને તેની મદદથી તું બરડા દેશનો મહિપતિ થઇશ.

રાજકુમાર—માતુશ્રી, આપની આજ્ઞાથી હવે મને રાજ્ય મળશે એટલે તુરત પાછો અહીં આવી આપની પુજા કરીશ, રાજકુમાર ત્યાંથી રવાનાં થઇ માતા હરસિદ્ધિના વચન પ્રમાણે તેમનું આપેલ ખડગ લઇ પ્રથમ ભુતનો રાજા કે જેનું નામ વિરભદ્ર હતું તેની પછેડી લઇ તેના ઉપર બેસી દરિઓ ઓળંગી બરડા ડુંગરની તળેટીમાં આવી પહોંચ્યો અહીં પોતાનો અશ્વ બાંધેલ હતો તે છોડી તેનાપર સ્વાર થઇ માતાજીએ કહેલ વડની નીચે જઈ ત્યાં ઘોડો બાંધી નિદ્રાવશ થયો થોડીજ વારમાં પ્રથમની માફક એક યુવાન પુરૂષ ત્યાં ઉભેલો જોયો, અને નિદ્રામાંથી એકદમ જાગ્રત થઈ કહેવા લાગ્યો કે ભાઇ, તમો કોણ છો?

યુવાન પુરૂષે કહ્યું, હું બાબરો ભુત છું અને અહીં સઘળી ભુતાવળનો રાજા છું એમ કહી ચલમ ભરવાનું કહ્યું, કે રાજકુમારે આગળનાં માફક બજરનું બહાનું કાઢયું, જેથી બાબરા ભુતે પોતાની પાસેથી બજર લઇ ચલમ ભરી અને રાજકુમાર દેવતા લેવાને બહાને બાબરા ભુતની પાછળ જઇ માતાએ આપેલ ખડગ વતી તેના વાળની એક લટ કાપી લીધી તુરત બાબરો ભુત તેને વશ થયો.

બાબરા ભુતની સહાયતાથી તમામ ભુતાવરો એકઠાં થયાં અને થોડીજ વારમાં એક સુંદર શહેર તથા તેમને ફરતો કોટ બાંધી આપ્યો રાજકુમારે તે શહેરનું નામ **ઘુમલી** રાખી ત્યાં પોતાની રાજધાની સ્થાપી. અને સંવત ૫૩૭ ના આસો સુદ ૧૦ ને વાર સોમના રોજ રાજ્યાભિષેક કર્યો, અને માતાજીના કૃપાથી બહુતેર સો ગામનો ધણી થયો, અને રાજ્ય મળ્યું કે તુરત માતા હરસિધ્ધિને મંદિરે આવી શ્રધ્ધા પુર્વક પુજા કરી. ત્યાં માતુશ્રી આગળ જેઠવા કુળનો અખંડ દીવો ચાલુ કર્યો કે જે માતાજીની દક્ષિણ બાજુએ ચાંદીની દીવી પર પ્રકાશે છે અને માતાજીના ઉત્તર ભાગમાં મહારાજા જામશ્રી તરફથી અખંડ દીવો અનાદી કાળથી પ્રકાશ આપી રહ્યો છે, તથા તેમના પુજારીઓને મહારાજા તરફથી વરસાસન બાંધી આપેલ છે અને હાલ પણ કેટલીક રકમ ખર્ચી મંદિરમાં સુધારો કરવામાં આવ્યો છે.

બાબરા ભુતનું સ્થાન ભાણુવડથી અગ્નિકોણમાં છે અને તે ભુત વડ તરીકે પ્રસિધ્ધ છે જેની ઘણી માનતાઓ ચાલે છે.

# જગડુશાહ કોણ હતો અને તેણે માતાજીને નવા મંદીરમાં શી રીતે પધરાવ્યાં.





## દ્રષ્ટાંત ૪ થું.

જગડુશાહ કચ્છ દેશનો મહા ધર્મધુરંધર વણિક ગૃહસ્થ હતો, તેને ઘણાં વહાણો હતાં આજની પેઠે આગબોટો વિગેરેનાં સાધનો નહાતાં, જેથી વહાણથીજ દરિઆઇ મુલકોમાંથી માલની આવ જા થતી હતી, જગડુશાહ ૧૫૦૦ના સૈકામાં હતો એમ કહેવામાં આવે છે, એક વખત જગડુશાહ પોતાનાં સાત વહાણ માલનાં ભરી જાવા બંદરે વેપાર અર્થે જતો હતો આ વહાણો માતા હરસિધ્ધિના દ્રષ્ટિએ ચડતાં ૭ વહાણો તરત સમુદ્રમાં ડુબી ગયાં અને સાતમાં વહાણમાં જગડુશાહ પોતે હતો તે ડુબવા લાગ્યું કે તરત જગડુશાહ તથા તેમનાં માણસો માતાજીના દેવળ સામું જોઇ સ્તુતી કરી કહેવા લાગ્યાં, કે હે માતુશ્રી હરસિધ્ધિ ! સર્વેની રક્ષા કરો આ દીનવાણી સાંભળતાંજ વહાણ મીયાણીના બારાંમાં દાખલ થયું, તેમણે વહાણ ત્યાંજ લંગર કરી કોયલા ડુંગર ઉપર ચઢી ગયા. અને મંદિરમાં જઇ એકનિષ્ટાથી માતાજીની સ્તુતી કરવા લાગ્યા, તેમ કરતાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રી વીત્યાં ચોથે દિવસે સવારમાં આકાશવાણી થઇ, કે હે પુત્ર વરદાન માગ, એ સાંભળી જગડુશાહ એ હાથ જોડી માતાજીની સનમુખ જઇ ગદગદ કંઠે દીન વાણીથી બોલવા લાગ્યો કે હે માતુશ્રી આપ મારા ઉપર પ્રસન્ન થયાં હો તો હું જે માગું તે વચન આપો. માતાજી કહે જે માગ તે આપું.

જગડુશાહ કહે માતુશ્રી આ કોયલા ડુંગરની તળેટીમાં હું પુર્વ દિશાએ નવું દેવળ બંધાવું તેમાં આપ પધારો અને મારાં જે ૭ વહાણો સમુદ્રમાં ડુબી ગયાં છે તે બહાર કાઢો,

માતુશ્રી કહે તારાં બંને વચનો આપું છું, પણ અહીંથી બીજા દેવળમાં જતાં મારી નીચે પ્રમાણે શરત છે તે તને જણાવું છું.

હવેથી વહાણુ ગળક કરવાં બંધ કરૂં છું, પણ કોયલા સનમુખ આવનાર વહાણુ અગર આગબોટમાં બેસનાર પેસેન્જરો એકેક શ્રીફળ મારા મંદિર તરફ ફેંકે (હજુ પણ કોયલા ડુંગર સામેથી માતાજીનું મંદિર દ્રષ્ટિએ પડતાંજ એકેક શ્રીફળ વહાણવાળા તથા આગબોટવાળા તથા અંદર બેસનાર પેસેન્જરો હાલ પણ માતાજીના નામથી ફેંકે છે.)

દરમ્યાન આકાશવાણી થઈ પુત્ર જગડુશાહ ! મને પગલે પગલે બલીદાન આપ તો હું નવાં મંદિરે નિવાસ કરૂં, આટલું બોલતાંજ આકાશવાણી બંધ થઇ વણીકે માતાજીના કહેવા પ્રમાણે નીચે પધરાવવા માટે તમામ ગોઠવણો શરૂ કરી, અને એક દેવાલય બંધાવવું શરૂ કર્યું તથા બલીદાન માટે પાડા તથા બોકડાઓ મંગાવવા માંડયા. તમામ સોય તૈયાર થયા બાદ ફરી જગડુશાહે માતાજીના મંદિરે જઈ સ્તુતી કરવા માંડી કે તરતજ ઘોર ગર્જના સાથે કડાકો થયો અને દેવળનું શીખર તુટયું માતાજી તે શીખર ઉપરથી પધારી નવા મંદિરે પધારવા પ્રવેશ કર્યો ડગલે ડગલે બલીદાનો લેતાં માતાજી નીચે ઉતરવા લાગ્યાં. માત્ર સિંહાસનથી ચાર ડગલાં બાકી રહ્યાં કે બલીદાન ખુટયું, તરતજ માતાજી અટકયાં, જગડુશાહ કહે માતાજી કેમ થોભ્યાં ? સિંહાસન આ નજીક રહ્યું, ત્યાં પધારી મને કૃતાર્થ કરો ! દેવી કહે પુત્ર ! મારાં વચન પ્રમાણે ચાલી આવું છું, બલીદાન સિવાય એક ડગલું પણ ચાલીશ નહી.

જગડુશાહ મનમાં વિચાર કરવા લાગ્યો કે બલીદાનો ખુટયાં, મારી કરેલ મહેનત વૃથા જાય છે, માટે શું કરવું એમ વિચાર કરેછે ત્યાં તેનો પુત્ર માણેકચંદ બોલ્યો પિતાશ્રી ફીકર નહીં, માત્ર ચાર ડગલાંનું કામ છે પહેલાં હું મારો પ્રાણ અર્પણ કરૂં, પછી મારી બંને માતુશ્રીઓ ને છેવટ આપ, આમ થવાથી માતુશ્રી સિંહાસને બીરાજશે અને આપનું નામ જગતમાં અમર થશે. મહાત્મા તુલસીદાસે કહ્યું છે કેઃ–

દોહરો.

**ધન રહે ન જોબન રહે, ન રહે ગામ કે ઠામ,**
**તુલસી જગમેં જશ રહે, કરદે કીસીકો કામ.**

પિતાશ્રી આ દુનિઆ વિષે કોઇપણ વસ્તુ અમર રહેવાની નથી માટે સત્વર કરો આમ કહેતાંજ જય હરસિધ્ધિ એ શબ્દ બોલી માણેકચંદ પશ્ચિમ તરફ મુખ રાખી માતાજીના ચરણમાં બેસી ગયો, માતાજીના ચરણનો સ્પર્શ તેના મસ્તકને થતાંજ તેનો આત્મા બ્રહ્માંડમાં

ચડી ગયો, ત્યાર બાદ તેની બંને માતાઓ અને છેલે જગડુશાહ પોતે માતુશ્રીના ચરણમાં પડ્યો. માતુશ્રી તેની પીઠ પર પગ મુકી સિંહાસન ઉપર બીરાજમાન થયાં. અને જગડુશાહ સહીત ચારે વ્યકિતઓને ફરી સજીવન કરી મધુર વાણીથી માતાજીએ કહ્યું, પુત્ર ! વરદાન માગો ! હું તમારી પૂર્ણ ભકિત જોઇ પ્રસન્ન થાઉં છું. જગડુશાહ કહે માતુશ્રી જો આપ મારા પર પ્રસન્ન થયાં હો તો એક તો એ માગું કે મારો નિરવંશ જાય અને તેની સાથે આપે સંહાર કરેલ તમામ જીવો સજીવન થાય અને તે સૌ પોતાને સ્થળે જાય.

હરસિદ્ધિ—પુત્ર, તથાસ્તુ ! સંહાર કરેલ જીવો જંગલની વિષે ચાલ્યા જાય. પણ તારે નિરવંશ માગવાનું કારણ શું ?

જગડુશાહ—માતુશ્રી, મારી પાછળ કોઇ કુસાંગાર પ્રજોત્પતિ થાય તો મારા નામને કલંક લગાડે. આ કારણથી મેં નિરવંશ માગ્યો છે.

હરસિદ્ધિ—પુત્ર જા તને વચન આપું છું કે તમારો ચારેનો દેહ છુટયા પછી મારા દેવી ધામને પામશો. અને દુનીઆમાં જીવનમુકત થઇ મારી સાથે મારા મંદીરમાં તમારી પણ પુજા થશે. વળી જ્યાં સુધી તમો હયાત હો ત્યાં સુધી જે વખતે મને યાદ કરશો ત્યારે હું હાજર થઇશ, એમ કહી માતુશ્રી અંતરધ્યાન થયાં.

આ વખતે ભયંકર દુષ્કાળ હતો. માણસો અનાજ તથા પાણી વીના અત્યંત દુખી થતાં હતાં, એટલે જગડુશાહે તે અરસામાં માતાજીના પ્રતાપથી મીયાણી શહેરની ઉગમણી બાજુએ "જગડુશાહસર" નામે તળાવ બંધાવી અનાજના સાત હવાડા ભરાવતો, અને માણસોની ક્ષુધા તૃપ્ત કરતો.

પ્રિય વાંચકો ! આ જગડુશાહ તેનો પુત્ર તથા તેની બંને સ્ત્રીઓનો દેહ છુટયા પછી દૈવી ધામને વિષે ગયાં. અને તેમના કલેવરોની પુજા હરસિદ્ધિ માતાના મંદીરમાં માતાજીની મુર્તિથી ઉત્તર બાજુએ દેવ તરીકે પુજાયછે, તેમજ જગડુશાહે બંધાવેલ તળાવ તથા સાતે હવાડા મીયાણીની પુર્વ બાજુએ છે. અને તેના પર માતાજી હરસિદ્ધિની મુર્તિ અન્નપુર્ણા રૂપે સ્થાપીત કરેલ છે, તે સર્વે અદ્યાપિ પર્યંત મોજુદ છે. આવાં ચમત્કારીક દેવીનાં એક વખત દર્શન કરી આ પુસ્તકમાં લખેલ રમણિય સ્થળો નજરે નિહાળી માતાજી હરસિદ્ધિના અદભૂત પ્રતાપબળનો ચમત્કાર જોઇ તમારી અંતરેચ્છાઓ પાર પાડી કૃતાર્થ થશો.

# સુદાસામળ ઉપર માતુશ્રી પ્રસન્ન થયાં





## દ્રષ્ટાંત ૫ મું.

એક વખત મારવાડ દેશના એક નાના સંસ્થાનના ઠાકોર સુદાજી પોતાના શામળ નામના પ્રધાન તથા પોતાના જનાના સહીત બેટ દ્વારકાંની યાત્રાએ નીકળ્યા. સંવત ૧૭૦૦ની સાલમાં યાત્રા પૂર્ણ કરી ફરી મુળ દ્વારકાં ( કે જે હાલ પોરબંદર તાબે વીસાવાડા ગામ છે ત્યાં છે ) જવા નીકળ્યા. મધ્યાન સમય થયો હતો જેથી સુદાજીની સ્ત્રી સુનયનાને પાણીની બહુ તરસ લાગી, જીવ પાણી વીના આકુળ વ્યાકુળ થવા લાગ્યો, તેને પોતાના સ્વામીને પાણી લાવવા કહ્યું, પણ આસપાસ દરીઆના ખારા પાણી સિવાય મીઠું પાણી મળે નહિ, તોપણ સુદાજી પોતે હાથમાં ઝારી લઇ પાણીની શોધમાં નીકળી પડયા. ફરતાં ફરતાં કોયલા ડુંગરની બાજુએ તળેટીમાં એક સુંદર અને રમણીય કુંડ જોયો. તેમાં ચોખું મીઠું પાણી ભરેલ હતું. રાજા તે કુંડ જોઇ ખુશી થયા, ને કાંઠે જઇ પાણીની ઝારી ભરવા જાય છે તેવોજ "માં" એવો અવાજ થયો રાજાએ ચો તરફ જોયું પણ કાંઇ જોવામાં આવ્યું નહિ ફરી કુંડમાં ઝારી ભરવા જાય છે કે વળી "માં" એવો અવાજ થયો. ફરી જોયું તો સનમુખ એક તેજસ્વી બાળા ઉભેલી તેની નજરે પડી. રાજાને કુંડમાંથી પાણી ભરતો જોઇ બોલ્યાં, રાજેન્દ્ર આ કુંડમાંથી કોઇને પણ પાણી પીવાનો હક નથી. આ કુંડ માતા હરસિદ્ધિનો છે.

**રાજા સુદાજી**—દેવી, આપ કોણ છો? અને આ કુંડમાંથી પાણી પીવા માટે જે કાંઇ હરકત હોય તે જણાવવા દયા કરશોજી.

**દેવી**—રાજા, હું પોતે હરસિદ્ધિછું ને આ કુંડ મારો પોતાનોજ છે.

**રાજા**—દેવી હું આપનો દાસછું તો દયા કરી આ એકજ ઝારી મને પાણીની ભરવા દીઓ. કારણ મારી સ્ત્રીને અત્યંત તૃષા લાગેલી છે, જેથી બહુજ અકળાય છે.

**દેવી**—ભલે ગમે તેમ થાઓ પણ પાણી મળશે નહિ.

**રાજા**—કોઇ ઉપાએ પાણી મળી શકે એમ છે ?

**દેવી**—આ ઝારી રૂધીરની ભરી મને અર્પણ કર્યા બાદ પાણીની ઝારી ભરવામાં હરકત નથી. આ સાંભળતાંજ રાજાએ પોતાની પાસે નો કટાર લઇ પોતાના પગની પીંડીમાં માર્યો, પણ જરાએ રૂધીર નીકળ્યું નહિ ફરી બીજા પગમાં માર્યો પણ રૂધીર નીકળ્યું નહિ. ફરી પોતાના શરીરના એક પછી એક અવયવો કાપવા માંડયા પણ રૂધીર નીકળ્યુંજ નહિ, છેવટે પોતાના ગળા નીચે કટાર ધારણ કરી તે કાપવા જાય છે કે તુરતજ માતાજી હરસિદ્ધિએ તેમને ગળું કાપતો અટકાવી કહ્યું, રાજા તારી અખંડ ટેક જોઇ હું પ્રસન્ન થાઉછું માટે વરદાન માગ.

**રાજા**—માતુશ્રી, મારૂં નામ આપના ધામ વિષે કાયમ રહે તે ચાહું છું.

**દેવી**—રાજા, આ જગાએ એક સુંદર કુંડ તથા યાત્રાળુઓ માટે એક કુવો બંધાવજે તેમાં નિર્મળ મીઠું પાણી થશે. તે પીને તમામ યાત્રાળુઓ નિરંતર યાદ કરશે. આમ કહી માતુશ્રી અદ્રષ્ય થયાં અને રાજા જળની ઝારી ભરી પોતાની સ્ત્રી પાસે આવ્યો ને તેમને પાણી આપી સઘળી હકીકત કહી. અને કોયલા ડુંગરની તળેટીમાં એક સુંદર કુંડ બંધાવ્યો તથા સુદેશ્વર મહાદેવની સ્થાપના કરી. તે કુંડ હજી પણ મોજુદ છે. અને પોતાનું તથા પોતાના પ્રધાનના નામથી તે કુંડનું નામ “સુદાસામળ” કુંડ રાખ્યું છે. સુદેશ્વર નામનો કુવો બંધાવી ત્યાં આંબાનાં બે વૃક્ષો રોપાવ્યાં છે, જે હજી પણ હયાત છે. કુંડ દરીઆની પાસેજ છે તેમાં દરીઆનું પાણી ફરી વળે છે છતાં કુંડનું પાણી મીઠું રહે છે.

માતુશ્રી હરસિદ્ધિની માનતાઓ દેશ પરદેશથી નિરંતર ઘણીજ આવે છે. યાત્રાળુઓ માતાજી માટે સોના ચાંદીનાં છત્રો તથા નેણ અને કીંમતી વસ્ત્રાભુષણો વિગેરે માતુશ્રીને ધરાવે છે, અને તેઓની કરેલ માનતાઓ ફળીભૂત થાય છે. અનેક ગૃહસ્થોને ત્યાં માતુશ્રીએ પુત્ર રત્નો આપેલ છે તે ગૃહસ્થોએ માતુશ્રીના મંદીર આગળ ધર્મ-શાળાઓ, કુવાઓ, વિગેરે બંધાવ્યાંછે. તથા માતુશ્રીના મંદીરના અંગે કેટલોક સામાન પણ અર્પણ કરેલ છે.

# માતાજી હરસિદ્ધિનાં નેણુની કાંબી

## બનાવી પહેરવાથી હરસના દર્દનો નાશ થયો.





### દ્રષ્ટાંત ૫ મું.

હરસિદ્ધિ માતાના પુજારી ભભુતગર જામનાગર નામના એક મહંત હતા, અને તે માતાજીના પુરેપુરા આસ્તિક હતા તેમને એવો નિયમ હતો કે માતાજીની સેવા કર્યા સિવાય અનાજ કે પાણી લેવું નહિ. નવરાત્રીના વખતમાં પણ ફકત અમાસને દીવસ એકજ વખત અનાજ લઇ, નવ દીવસ સુધી અપવાસ કરતા. ને માતુશ્રીના મંદીરમાં એક પગે ઉભા રહી માતાજીના મંત્રનો જાપ નવ દીવસ સુધી કરતા, અને વિજયા હવન થયા પછી બીડું હોમાયા બાદ નીચે બેસતા. આવા માતાજીના પરમ ભકત હતા. તેમને પુર્વના કોઇ સંયોગને લઇ હરસનું દરદ થયું, અને તે મહા સંકટમાં પડયા અને દુખ સહન ન થવાથી એક દીવસ રાત્રીના બાર વાગે માતાજીના મંદીરમાં જઇ સમશેરથી પોતાનું શીર ઉતારી માતુશ્રીને અર્પણ કરવાનો નિશ્ચય કર્યો, અને જેવું શીર ઉતારવા જાય છે કે એકદમ માતાજીની મુરતીમાં ઘણેણાટ થયો, અને તેમનાં ચડાવેલ સોનાનાં નેત્રો બંને નીચે પડયાં, અને તુરત આકાશવાણી થઇ, કે હે પુત્ર! તું શું કરે છે. મહંત કહે માતુશ્રી આ હરસના દુખની વેદના સહન થતી નથી, જેથી આ કૃત્ય કરી આપનાં ચરણોમાં આ દેહ અર્પણ કરૂં છું.

**દેવી**—પુત્ર! આ મારાં નીચે પડેલ નેણુ લઇ રવીવારે અથવા મંગળવારે જમ્યા સિવાય સોનીને ત્યાં કાંબી ઘડાવવી, સોની પણ ખાધા વિના ઘડે, તે ઘડાઇ રહ્યા બાદ જમણા હાથના અંગુઠા આગળની આંગળીમાં પહેરજે આમ આકાશવાણી સાંભળી. મહંતે તે મુજબ નેણુની કાંબી બનાવી પહેરી, કે તુરત તેના દુખનો નાશ થયો. પ્રિય વાંચકો માતુશ્રીના નેણુનો આવો અદભૂત પ્રતાપ છે, હરસ જેવા દુષ્ટ દરદનો તુરત નાશ કરે છે, આવાં પરમ કૃપાળુ દેવી માતા હરસિદ્ધિનું દરરોજ પ્રભાતે સ્મરણ કરવાથી કલીયુગને વિષે પણ નાનાં પ્રકારનાં પાપોનો નાશ થાય છે.

# બ્રહ્મભાટ પ્રત્યે માતાજી પ્રસન્ન થયાં.



## દ્રષ્ટાંત ૭ મું.



જુનાગઢ તાબે કુતીયાણા મહાલમાં આવેલ ચોરીયાણા ગામમાં આજથી દોઢસો વર્ષને આશરે એક બ્રહ્મભાટ નામે નરસંગદાસ હતો, તે મુગો હતો, અને ગરીબ સ્થિતિનો હતો. વાચા નહિ જેથી માગ્યું મળતું નહિ કેમકે બોલ્યા સિવાય શું લેવું દેવું એ જાણવું બહુ મુસ્કેલ હતું. તે એક વખત ગુજરાન અર્થે ફરતો ફરતો માતા હરસિદ્ધિને મંદીરે જઇ ચડયો. અને ત્યાં માતુશ્રીના મંદીરની શોભા નીહાળી ત્યાં રહેવાની ઇચ્છા થઇ, જેથી તે ત્યાં રહ્યો. ત્રણ દિવસ રહી ચોથે દિવસે સોમવાર હોઇ નાહી ધોઇ માતાજીની સવાપોર દિવસ ચડે આરતી થાય છે, તે વખતે માતાજી સનમુખ હાથ જોડી ઉભો હતો. આરતી થતી હતી. નોબત ગડગડતી હતી, વાજીંત્રો ગાજી રહ્યાં હતાં. માતુશ્રીની મુર્તિ સામું નિહાળી જાણે સાક્ષાત માતુશ્રી સામે ઉભાં છે. અને કાંઇ બોલવાનું કરે છે, એવો ભાસ તે ભાટને થયો, કે તુરત પોતે ગજવામાંથી એક ચપ્પુ કાઢયો અને તે વડે પોતાની જીભ કાપી નાખી ને માતાજીના ચરણમાં ફેંકી દીધી, અને તેના મુખમાંથી લોહીની ધારા ચાલી રહી, અને થોડી વારે તેને મુર્છા આવવાથી પડી ગયો. કે તુરત પુજારીની દ્રષ્ટી તેમના ઉપર પડી. અને તેને ઉપાડી લઇ, મંદીરની ઉતર બાજુએ ઓરડીમાં પુરી રાખ્યો અને તેની જીભ ઉપર માતાજીની વિભુતિ છાંટી અને આ ભાટે આત્મઘાત કરી છે, એવું જાહેર થાય માટે મહેરબાન ખંભાલીઆ ફોજદાર સાહેબને જાહેરાત આપી. રાત્રી પડતાં બાર વાગે પેલા ભાટને સર્પની પેઠે બે જીભો થઇ અને માતાજીના છંદો બોલવા લાગ્યો, આ સાંભળી પુજારીને આશ્ચર્ય લાગ્યું, કે આ ભાટે જીભ કાપી નાખી છે, છતાં આ શો ચમત્કાર! તે જોવા પુજારી ઓરડી પાસે આવ્યો તો અંદરથી ભાટે કહ્યું, મહારાજ! મને માતુશ્રીએ બે જીભો આપી છે. માટે કમાડ ઉઘાડો કમાડ ઉઘડતાંજ ભાટ બહાર નીકળી માતુશ્રી આગળ છંદો બોલવા લાગ્યો અને તેજ વખતે માતાજીના ચોરાસી છંદ બનાવ્યા; માતાજી પ્રસન્ન થયાં અને પોતાની ઉપર

ધરેલ છત્રોમાંથી એક સોનાનું પાંચેક તોલાનું છત્ર ઉડી પેલા ભાટના ખોળામાં પડયું, ભાટ ખુશી થયો, અને પોતાની પાસે એકસો પીચોતેર કોરી હતી એ તેજ વખતે માતાજીને અર્પણ કરી. પુજારી કહે ભાટ રાજા તમારી ભેટ માતાજીને ન જોઇએ, ભાટ કહે હું અર્પણ કરી ચુકયો છું, માટે આપ ગમે તે વ્યવસ્થા કરો. તેથી તે ભાટના નામથી મંદીરમાં જતાં દરવાજાની પૂર્વ બાજુએ એક નાની ઓરડી બાંધી તેમાં અગ્નિ સ્થાપીત કર્યો. જે ઓરડી તથા અગ્નિકુંડ આજે મોજુદ છે.

# સં.૧૯૮૨માં માતાજીનો અદ્દભુત ચમત્કાર

## આજકાલ કળીયુગમાં પણ તાત્કાળીક પરચો.



### દ્રષ્ટાંત ૮ મું.



જામ ખંભાળીઆના વતની સોની મદનજી મેઘરાજના સુત વેલજી કે જેઓની દુકાનો હાલ કલકત્તા વિગેરેમાં છે. તેઓ થોડાં વર્ષ પહેલાં માતાજી હરસિદ્ધિના યાત્રાએ આવેલ; તેઓ મંદીરની શોભા તથા માતુશ્રી ઉપર પૂર્ણ ભાવ હોઇ ત્રણ દીવસ સુધી રહ્યા, ચોથે દિવસ સવા પહોર દિવસ ચડે માતાજીની આરતી થતી હતી, આ વખતે મહંત ધર્મગીરજી છે, તેમના નાના ભાઇ હીરાગીરજી માતાજીની પુજા કરતા હતા. દર્શન કરતી વખતે સદરહુ શેઠના મનમાં એવી ઇચ્છા થઇ, કે જો માતાજી મને એક લાખ રૂપીઆ આપે ( મતલબકે વેપાર રોજગારમાં એક લાખ રૂપીઆ કમાઉં ) તો હું માતુશ્રીને સોનાની ચાંખડીઓ બનાવી ધરાવું, આવી માનતા તેમણે તેજ વખતે કરી. ને એક નિષ્ટાથી મનમાં એકાન રાખી; તેઓ ત્યાંથી પાછા પોતાના ઘર તરફ રવાના થયા.

ઘેર આવ્યા પછી તેઓ ધંધો રોજગાર કરવા લાગ્યા; ને થોડાજ સમયમાં તેઓને વેપારમાં ઘણો નફો થયો. મતલબકે પોતાની ધારેલ ધારણાથી પણ વિશેષ લાભ થયો, અને તેમ તેમ વધારે મેળવવાની ઇચ્છાઓ થવા લાગી, કહ્યું છે કે, **“પાંચ મળે દસ તણી આશ અંતરમાં જામે.”** એવો લક્ષ્મીનો પ્રભાવ છે, તે મુજબ તેઓ પોતાની

કરેલ માનતાને તો સંભારતાએ નથી. થોડાજ વખતમાં તેમના શરીરમાં બિમારીએ વાસ કર્યો; તે શ્રીમંત માણસ હતા જેથી મોટા મોટા વૈદ્યો તથા હકીમોની દવાઓ ખાવી શરૂ કરી; તથા તેમને જોવાને માટે પણ વૈદ્ય ડાકટરોએ આવ જાવ કરવા માંડી. પણ તેમનો રોગ કોઇ ઉપાયે મટે નહિ. દવા પીવાથી ડબલ વ્યાધી થવા લાગી, અને તેઓ બહુજ અકળાવા લાગ્યા, એક વખતે રાત્રીના બાર વાગ્યાને સુમારે તેને વ્યાધી જરા શાન્ત થતાં તે નિદ્રાવશ થયા, નિદ્રામાં તેમને નિચે મુજબ સ્વપ્ન આવ્યું.

હે શેઠ! તમો મારા મંદિરે યાત્રા અર્થે આવેલ, તે વખતે તમોએ જે માનતા કરેલ છે, તે તમો ભૂલી ગયા છો. માટે તે માનતા જ્યા સુધી તમો નહિ કરો ત્યાં સુધી તમારો રોગ કોઈ પણ ઉપાએ મટવાનો નથી, ભલે તમો લાખો રૂપીઆ દવામાં ખરચો, પણ તે મટશે નહિ, માટે તમોએ જે માનતા કરેલી છે, તે યાદ કરી દવા બંધ કરો કે તુરતજ આરામ થશે.

સ્વપ્ન થતાંજ શેઠ જાગ્રત થયા અને પોતે કરેલ માનતાનું ભાન થતાંજ દવા બંધ કરી, અને કહ્યું, કે હે માતા હરસિદ્ધિ! હું કરેલ માનતા મારી અજ્ઞાનતાને લઇ ભુલી ગયો હતો તો તે માફ કરશો. ને મને આઠ દીવસમાં આરામ થાય કે તુરતજ હું માનતા સહીત આપના ચરણોમા હાજર થઇશ. આ પ્રમાણે કહેતાં તે રોગ વીના દવાએ ક્રમે ક્રમે નીકળવા લાગ્યો ને આઠ દીવસમાં તેને આરામ થયો આરામ થતાંજ તેમણે ૩૦ તોલાની માતુશ્રી માટે સોનાની ચાંખડીઓ બનાવી તથા માતાજી માટે રૂપીઆ ૫૦૦ની કીંમતનો ચાંદીનો હીંડોળો બનાવ્યો તે લઇ માતાજીના મંદીરે આવ્યા તુરતજ માતાજીને અર્પણ કર્યાં આ વખતે યાત્રાળુઓ માટે રહેવાને ઉતારાનું બહુજ દુઃખ હતું માટે ત્યાં રૂપીઆ ૪૦૦૦ ખરચી માતાજીના મંદીરની ઉત્તર બાજુએ સુંદર ધર્મશાળા બંધાવી ઉતારાની બધી જાતની સગવડ કરી. આ સિવાય મહારાજા જામશ્રી રણજીતસિંહજી સાહેબ બહાદુર હજુરે પણ રૂા. ૧૨૦૦ ખરચીને મંદીરમાં કેટલુંક રીપેરીંગ તથા પાણી માટે એક સુંદર ટાંકુ બંધાવ્યું છે. ॥ અસ્તુ ॥

हरिः ॐ शान्ति शान्ति शान्ति



# નવરાત્રીમાં ગવાતા માતાજીના ગરબા.



## ગરબી પહેલી.

(માજી તું પાવાની પટરાણી ભવાની મા કાળકારે લોલ-એ રાગ)

પ્રથમ સમરૂં શારદા માય, ગુણપતીને વિનવુંરે લોલ
હરસિદ્ધિ થજો મુજને સ્હાય, ગુણ તમારા ગાઉંરે લોલ
માજી તમારો કોયલે ડુંગર વાસ, ચઢવું દોહેલુંરે લોલ
માજી તમારા દેવળનાં દર્શન, કરવાં સોહેલાંરે લોલ
માજી તમારે સુદાસરજી કુંડ, આપે પેદા થયોરે લોલ
કુંડમાં ભરીયાં નિર્મળ નીર, હેતે ન્હાય હરસિદ્ધિરે લોલ
માજી તણું પશ્ચિમને દ્વાર, દેવળ અતી શોભતુંરે લોલ
માજી સામે રત્નાગર નીર, ગડગડ ગાજતુંરે લોલ
કોયલા નીચે મીયાણી શહેર, સુંદર શોભતુંરે લોલ
માજી તેમાં પ્રભાતસેન મહીપાલ, ચાવડા કુળનોરે લોલ
માજી તેને સદગુણ રાણી સાત, પ્રભાવંતી પાટનીરે લોલ
માજી તે પુરણ દેવીની ભકત, આવી નવરાત્રીરે લોલ
માજી તેણે રચીઓ મંડપસાર શોભા શી કહુંરે લોલ
માજી તેમાં હીરામાણેક જડીત્ર, કનકના સ્થંભ છેરે લોલ
માજી તેમાં અતલસના ઉલેચ, ઉપર બાંધીયારે લોલ
માજી તેમાં સુંદર રત્નજડીત્ર, તોરણ સારીયાંરે લોલ
માજી તેમાં દીપકની જડીજોત, ખીલી રહી રોશનીરે લોલ
રાણીઓ સોળ સજી શણગાર, રમવા નીકળીરે લોલ
ગાવા માંડયા રૂડા છંદ, ગરબા માતનારે લોલ
સુંદર વાજીંત્રોની સાથ, ગળતી રાત્રીનારે લોલ
માજી તેના પડછંદાના નાદ, કોયલે ડુંગર ગયારે લોલ
તે પડયા હરસિદ્ધિને કાન, રમવા આતુર થયાંરે લોલ
માજીએ સોળ સજ્યા સણગાર, રમવા સંચર્યાંરે લોલ

આવ્યાં મહીપતને દરબાર, મીયાણી શહેરમાં લોલ
ચાવડાની રાણી રમે છે સાત, આઠમા આપે રમેરે લોલ
મહીપતી મેડીએ બેઠા જોય, આઠમું કોણ રમેરે લોલ
એ છે કોઈ અલૌકીક નાર, કાલ એને ઓળખુંરે લોલ
ચાવડે ઓઢયો પછેડો અંધાર, ઓડા બાંધીયારે લોલ
હરસિદ્ધિ ચાલ્યાં પોતાને ભુવન, આડો આવીયોરે લોલ
બોલ્યા પ્રભાતસેન મહીપાલ, કોણ ઘર નાર છોરે લોલ
આવ્યાં આજે અમારે ભુવન, આશા પુરણ કરોરે લોલ
ભુલ્યો અજ્ઞાની અબુદ્ધ, હું દેવી હરસિદ્ધિરે લોલ
માગ માગ મીયાણીના રાજન, ત્રુશ્માન તને થઈરે લોલ
ભુલ્યો ભુલ્યો અજ્ઞાની રાજન, કબુદ્ધિ કાંધે ચડીરે લોલ
આજથી ઉગમતે પ્રભાત, ભક્ષ નિત્ય તારો કરૂંરે લોલ
ત્યાં તો પ્રગટી અગ્નિ ઝાળ, રૂપ શકિતનું ધર્યુંરે લોલ
તારી રાણીઓને પ્રતાપ, સજીવન નિત્ય કરૂંરે લોલ
ઉડયો અગ્નિ ગોળો આકાશ, કોયલે ડુંગર ગયોરે લોલ
પુરણ મીયાણીના મહીપાલ, ને પસ્તાવો થયોરે લોલ
એમ હરસિદ્ધિ માત હંમેશ, ભક્ષ કરતાં ભૂપનોરે લોલ
તેથી મહીપતના શીર માથ, દીન આવ્યો દુઃખનોરે લોલ
સંવત ચોરાશીની સાલ, શ્રાવણ માસમાંરે લોલ
વદી તેરસ ને ગુરૂવાર. દીન પ્રભાતમાં રે લોલ
કહે નારાયણ નમીને શીશ, સ્થિર કરી સ્થાપજોરે લોલ
કરજો ભુલ ચુક માજી માફ, રિદ્ધિસિદ્ધિ આપજોરે લોલ.

॥ बोलो एकवार हरसिद्धि मातकी जय. ॥

## ગરબી બીજી.



( પડવે તે પહેલું માનું નોરતુંજીરે—એ રાગ. )

પ્રથમ સમરૂં શારદાજીરે, એવા ગુણપતીને લાગુ પાય
હરસિદ્ધિ માત હરખે રમોજી રે.................ટેક૦
પશ્ચિમ ધરામાં કોયલોજીરે, માથેના શીખર પર ધામ...હરસિદ્ધિ૦
કૃષ્ણે કરી તમારી સ્થાપનાજીરે, માત ધરાવ્યું હરસિદ્ધિ નામ.. હરસિદ્ધિ૦
આસોની રાત રળીયામણીરે, મા ચાંદો ઉગ્યો છે આકાશ...હરસિદ્ધિ૦
ચોસઠ જોગણી સાથમાંજીરે, મા બાવન વીર બળવાન.. હરસિદ્ધિ૦
સોળે સણગાર ધર્યાં શોભતાજીરે, મા ચાલ્યાં ચાવડાને દરબાર...હરસિદ્ધિ૦
સાતે રાણીઓ રમે સાથમાંજીરે, આઠમાં હરસિદ્ધિ માય.. હરસિદ્ધિ૦
તાળી પાડેને ફરે કુદડીજીરે, એના પડછંદા પડે છે આકાશ...હરસિદ્ધિ૦
પડછંદે પર્વત ગાજીયોજીરે, માળ ગમગીયા દીગપાલ ....હરસિદ્ધિ૦
ઈંદ્ર ઈંદ્રાણી જોવા આવીયાંજીરે, મા ત્રીસ ક્રોડ દેવતાની સાથ...હરસિદ્ધિ૦
બ્રહ્મા બ્રહ્માણી જોવા આવીયાંજીરે, આવ્યા ઋષી અઠ્ઠાસીહજાર ..હરસિદ્ધિ૦
વિષ્ણુ લક્ષ્મી સહીત આવીયાજીરે, માત રવી રનાદે સાથ ..હરસિદ્ધિ૦
અંતરીક્ષ આકાશે નિહાળતાંજીરે, મા હરસિદ્ધિમાતનો રાસ...હરસિદ્ધિ૦
હરસિદ્ધિ હરજો કષ્ટને હોજીરે, મા કરજો અરીનો નાશ...હરસિદ્ધિ૦
સંવત ચોરાસીની સાલમાં, આવ્યો અલબેલો આસો માસ.. હરસિદ્ધિ૦
ગાય શીખેને સાંભળેજીરે, એનો અમર લોકમાં વાસ...હરસિદ્ધિ૦
નારાયણ ઉપર કૃપા કરીજીરે, માજી ગાવા તમારો રાસ..હરસિદ્ધિ૦

॥ बोलो एकवार हरसिद्धि मातकी जय. ॥

## ગરબી ત્રીજી.



( વારી જાઉરે જલા તારા નામનેરે—એ રાગ. )

વારી જાઉરે હરસિદ્ધિ તારા નામનેરે,
કર્યું પ્રસિદ્ધ ગાંધવી ગામનેરે......વારી૦
ડુંગર કોયલે માતાનું મુકામ છેરે,
નવ ખંડ ધરામાં તારૂં નામછેરે......વારી૦
પહેલે પરચે વિક્રમને પ્રસન્ન થયાંરે,
પ્રભાતસેનને છોડીને ઉજ્જન પધાર્યાંરે વારી૦
બીજો પરચો માતાજી તમે આપીઓરે,
શૈલકુમારને બરડાપતી થાપીઓરે...વારી૦
વણીક જગડુશાહને પ્રસન્ન થયાંરે,
શીખર તોડીને માત નીચે પધાર્યાંરે વારી૦
પગલે પગલે બળીદાનો લીધાંરે,
આખર ચારે વણીક જીવતા કીધારે...વારી૦
માજી તારે ફરતી સાગરની લેર છેરે,
તારા ગોઠી ઉપર પુરણ મેર છેરે ... વારી૦
અખંડ દીવો બળે છે જેઠી રાણાનોરે,
બીજો દીવો ઝળકે છે રાવળ જામનોરે વારી૦
અનેક જન તારી યાત્રાએ આવે છેરે,
આવી સોનાનાં છત્રો ચડાવે છેરે... વારી૦
સાવ ચાંદીનાં શોભે છે માના બારણાંરે,
વંઝાઘેર બંધાવો છો મા પારણાંરે...વારી૦
સોની વેલજીને લેર આવી પ્રેમનીરે,
અરપી ચાંખડી આવી માને હેમનીરે વારી૦
યાત્રાળુ ઉતરવાને કારણેરે,
બંધાવી ધર્મશાળા પશ્ચિમ બારણેરે વારી૦
બનાવ્યો ચાંદીનો હીંડોળો કડે હેમનેરે,
આપ્યો પરચો માતાએ ઘણો એમનેરે વારી૦

મહંત ધર્મગીર તાહરો દાસ છેરે,
સુંદરગીરને સેવામાં હુલાસ છેરે ... વારી૦
ચારે બંધુઓની સરખી જોડ છેરે,
માત પુજ્યાના એને ઘણા કોડ છેરે વારી૦
અમરગીરને ચંડી પર પ્યાર છેરે,
ચંડી બોલતાં મુખેથી સુધાધાર છેરે વારી૦
હીરાગીરને પ્રિતિ હંમેશ માતમાંરે,
સેવા કરવા ઉઠે નીત પ્રભાતમાંરે... વારી૦
સંવત ચોરાસીની સાલ આશ્વિન માસમાંરે,
તારો ગરબો કર્યો મા હુલાસમાંરે વારી૦
ભુલ ચુક માફ માગું છું મહેશ્વરીરે,
કહે નારાયણ માતને શરણે પડીરે...વારી૦

## ગરબી ચોથી.



( દૈતોને રણમાં રોળ્યારે આજ દૈતોને—એ રાગ. )

અનેક અસુરને સંહાર્યારે માતેં અનેક અસુરને સંહાર્યા
ઈંદ્ર તણું અભિમાન ઉતાર્યું મા,
બ્રહ્મા વિષ્ણુને નમાવ્યારે માતેં.. ...અનેક૦
ખપર લઈને ખોળ્યા જગતમાં,
ચંડમુંડ જેવાને માર્યા રે માતેં..... અનેક૦
શરણે આવ્યા તેનાં સંકટ કાપો છો,
પ્રગટ પરચા ભાળ્યા રે માતેં.... અનેક૦
શેષ બ્રહ્માદીક પાર પામે નહિ,
ગુણ ગાવાને તમારા રે માતેં.....અનેક૦
પ્રગટ પરચા માતા હાલ કળીમાં છે,
કોયલે ડુંગર તમારા રે માતેં......અનેક૦
નારાયણ કહે તારૂં નામ જપે તેને,
ભવસાગર પાર ઉતાર્યારે માતેં......અનેક૦

# ગરબી પાંચમી.



( માજી આશરો એક તમારોરે અંબા અલબેલી—એ રાગ)

પ્રથમ સરસ્વતીને લાગું પાય રે અંબા અલબેલી
જેથી અવિચળ વાણી માગું રે... ..અંબા અલબેલી
માજી કોયલે ડુંગર ઘેલાં રે ......અંબા અલબેલી
માજી વિક્રમથી વચને બંધાણા રે.... અંબા અલબેલી
માએ નાખ્યાં ઉજ્જનમાં થાણાં રે .....અંબા અલબેલી
સવા પોહોરે આવે માજી વહેલાં રે......અંબા અલબેલી
જે કોઈ નેણુની ડાંબી ઘડાવે રે ......અંબા અલબેલી
તેને હરસનું દરદ મટાડે રે ......અંબા અલબેલી
પુર્વ દ્વારે માજીનું મંદીર રે ......અંબા અલબેલી
જ્યાં બીરાજે હરસિદ્ધિ માત રે......અંબા અલબેલી
જામ રાણાના અખંડ દીવા બળે રે ..અંબા અલબેલી
મહંત ધર્મગીર કરે છે સેવા રે......અંબા અલબેલી
હરસિદ્ધિ પ્રસિદ્ધ જગમાંહે રે..... અંબા અલબેલી
ગરબી ગાય છે ગિરિજાશંકર દાસ રે...અંબા અલબેલી
લાગું હરસિદ્ધિ માતને પાય રે......અંબા અલબેલી
ભુલ ચુક તણી માફી માગું રે......અંબા અલબેલી
થતાં પુરણ કૃપા તમારી રે ......અંબા અલબેલી
મહીમા ગાવા મતી ચાલી મારી રે...અંબા અલબેલી
વિક્રમ સંવત ઓગણીસો ત્રીયાસી રે...અંબા અલબેલી
માસ આસો સુદ બીજ અંજવાળીરે...અંબા અલબેલી
નિરંતર સહાય થજો હરસિદ્ધિ માત રે...અંબા અલબેલી
માગું આશિર્વચનો નવ નીધિ રે......અંબા અલબેલી

# શ્રી હરસિદ્ધિ માતાજીનો છંદ.

## ગરબી છઠી

( રમવા નિસર્યાં મા—એ રાગ. )

પ્રથમ પુજું ગણપતીને, સરસ્વતી લાગું પાય શ્રેયકર હરસિદ્ધિ
વાણી આપો પરમેશ્વરીને, જે થકી કીર્તી ગવાય શ્રેયકર હરસિદ્ધિ
પશ્ચિમ ધરાના ભૂપતી, તારા રાજ્યમાં વસીયાં માત શ્રેયકર હરસિદ્ધિ
પરચો આપી પ્રભાતને વળી, દર્શન દઈ સાક્ષાત શ્રેયકર હરસિદ્ધિ
સાગર કીનારે પર્વત શોભે, ઊંચો છેજ અપાર શ્રેયકર હરસિદ્ધિ
દુરથી દર્શન થાએ દેવળનાં, તેજ તણો અંબાર શ્રેયકર હરસિદ્ધિ
અખંડ રૂપ અલબેલડી મા, કોયલા પર્વતમાંય શ્રેયકર હરસિદ્ધિ
મીયાણી ગાંધવી શહેરનીરે, સુંદીર ભૂમી ગણાય શ્રેયકર હરસિદ્ધિ
પ્રથમ પશ્ચિમ મુખ કરીને, બીરાજતાં મોરી માય શ્રેયકર હરસિદ્ધિ
ભકત તમારો પ્રભાત રાજા, સેવા તમારી ચ્હાય શ્રેયકર હરસિદ્ધિ
નિત્ય પ્રભાતે આવતો તે, પુજન કરવા કાજ શ્રેયકર હરસિદ્ધિ
પુજન પુરૂં કરી રહીને, સ્તુતી તે ભણતો જાય શ્રેયકર હરસિદ્ધિ
પછીથી તેલ કડા વિષે તે, પડતો આણી પ્રેમ શ્રેયકર હરસિદ્ધિ
પ્રાણ તજી નિત્ય ભોગ પોતાનો, દેતો માને એમ શ્રેયકર હરસિદ્ધિ
ભોજન કરી મા પ્રસન્ન થાતાં, સજીવન થાતો ભૂપ શ્રેયકર હરસિદ્ધિ
પ્રભાત રાજા સેવક તમારો, જેનું અધીક છે રૂપ શ્રેયકર હરસિદ્ધિ
પ્રભાતનો પહોર એમ કહેવાણો, દાનેશ્વરી તે રાય શ્રેયકર હરસિદ્ધિ
પહોર સવા દીન ચડતાં સુધી, કોઈ યાચક પાછો નજાય શ્રેયકર હરસિદ્ધિ
તેથી કીર્તી વધી વધારે, ઉજ્જનપતીને થયું જાણ શ્રેયકર હરસિદ્ધિ
વિક્રમ રાજા ચાલીયોને, લીધો કાસદનો વેશ શ્રેયકર હરસિદ્ધિ
પ્રભાત રાજાના રાજ્યમાં તે, આવી વસ્યો છે દેશ શ્રેયકર હરસિદ્ધિ
રાજા સભામાં આવી કરીને, નોકરી માગી ત્યાંય શ્રેયકર હરસિદ્ધિ
રાજાજી કેરા હજુરમાં તે, રહ્યો નોકર થઈ ત્યાંય શ્રેયકર હરસિદ્ધિ
પ્રભાત રાજાની સાથે રહે તે, ઘડી પણ અળગો નથાય શ્રેયકર હરસિદ્ધિ
પાછલી રાત્રે પ્રભાત જાગે, જાએ જ્યાં છે માત શ્રેયકર હરસિદ્ધિ
ચર્યા જોવાને• રાયની આ, થયો વિક્રમ તઈયાર શ્રેયકર હરસિદ્ધિ
પાછળ પાછળ ચાલીયોને, પહોંચ્યો માને દ્વાર શ્રેયકર હરસિદ્ધિ
ત્યાં જે કૃત્ય કીધું પ્રભાતે, જોયું ઉજ્જનપતીરાય શ્રેયકર હરસિદ્ધિ

બીજે દી વ્હેલો પ્રભાતથી ગયો, જ્યાં બીરાજે માય શ્રેયકર હરસિદ્ધિ
જઈ પ્રથમ પુજા કરીને, અંગોઅંગ ચીર્યું ત્યાંય શ્રેયકર હરસિદ્ધિ
અંગ મસાલો ભરી કરીને, તેલમાં તળાયો રાય શ્રેયકર હરસિદ્ધિ
ભોગ લઇ મા પ્રસન્ન થઈને, માગ માગ બોલ્યાં વાણ શ્રેયકર હરસિદ્ધિ
પ્રસન્ન થઈ હું તુજનેરે, કરૂં તારૂં કલ્યાણ શ્રેયકર હરસિદ્ધિ
માજી હુ માગું એટલું જે, વસો અમારે દેશ શ્રેયકર હરસિદ્ધિ
ઉજ્જનમાં હું દેવળ બંધાવું, સુવર્ણ રત્ન રવેશ શ્રેયકર હરસિદ્ધિ
પ્રથમ પુજા મારી ચડે મા, એમ માગુ વરદાન શ્રેયકર હરસિદ્ધિ
ત્યારે તથાસ્તુ કહી કરીને, સંતોષીઓ રાજન શ્રેયકર હરસિદ્ધિ
વિક્રમ ગયોને પ્રભાત આવ્યો, પુજા ચડેલી જોઈ શ્રેયકર હરસિદ્ધિ
વિસ્મય પામી પુજન કીધું, ત્યારે બોલ્યાં માય શ્રેયકર હરસિદ્ધિ
વિક્રમ વચને હું રે બંધાણી, જવું જોશે ઉજ્જન શ્રેયકર હરસિદ્ધિ
એવું સુણી ભુપ ગરગર્યો, મને મુકો તો પાડું તન શ્રેયકર હરસિદ્ધિ
દીન સવાપહોર ચડતાં સુધીમાં, આવીશ અહીં ઝટપટ શ્રેયકર હરસિદ્ધિ
પ્રથમ પુજા ઉજ્જનપતીની, પછીથી તારી થાય શ્રેયકર હરસિદ્ધિ
વિક્રમ ઉજ્જન પ્હોંચીયોને, દેવળ બનાવ્યુ વીશાળ શ્રેયકર હરસિદ્ધિ
દ્વાર રૂપેરી કલશ કનકના, દેવળ પર દીપે સાર શ્રેયકર હરસિદ્ધિ
પ્હોરસવા દીન ચડતાં સુધીમાં, ઉજ્જન રહે છે માત શ્રેયકર હરસિદ્ધિ
પછી વસો છો પ્રભાત કેરા, રાજ્ય વિષે સાક્ષાત શ્રેયકર હરસિદ્ધિ
હજી પરચો છે જેવો ને તેવો, હજીપણ ઉજ્જન જાય શ્રેયકર હરસિદ્ધિ
પાછાં જ્યારે નીજ મંદીર પધારે, શ્રમથી સ્વેદ અતીથાય શ્રેયકર હરસિદ્ધિ
ભકતને માટે શ્રમ વેઠીને. દીઓ સુખ ભકતને માત શ્રેયકર હરસિદ્ધિ
સીંહ પરે સ્વારી કરીને, રાત્રીએ ઉજ્જન જાય શ્રેયકર હરસિદ્ધિ
બંને ભકતોને સંતોષીયાને, અવીચળ રાખ્યું નામ શ્રેયકર હરસિદ્ધિ
ભકતવત્સલતા ધરી હૃદયમાં, ભકતનાં કીધા કાજ શ્રેયકર હરસિદ્ધિ
બીજો સેવક માં તમ તણોરે, જગડુસા નામે શાહ શ્રેયકર હરસિદ્ધિ
સાગરમાં વ્હાણ ડુબી જતાં, જેથી માતને પડીયો પાય શ્રેયકર હરસિદ્ધિ
કોયલે પર્વત મા બીરાજતાં. જ્યાં એકસો આઠ પગાંય શ્રેયકર હરસિદ્ધિ
સ્તુતી સુણી મા વણીકનીને, સ્વપ્ન વિષે કરી જાણ શ્રેયકર હરસિદ્ધિ
એકસો આઠ મસ્તક ચડે તો, પ્રસન્ન થાઉં સાક્ષાત શ્રેયકર હરસિદ્ધિ
નીચે મંદીર તું મારૂં ચણાવે, ઉગમણે દરબાર શ્રેયકર હરસિદ્ધિ
દ્રષ્ટિ અમીની મારી થશે ત્યાં, ઉગરે વહાણ અપાર શ્રેયકર હરસિદ્ધિ

મંદીર સુશોભિત બંધાવીયુંને, અરજ કરી જઈ માત શ્રેયકર હરસિદ્ધિ
ઘુમટ ફાડી માજી નીકળ્યાં, થયાં પુર્વ મુખે સાક્ષાત શ્રેયકર હરસિદ્ધિ
પગે પગે મસ્તક દેવા માંડયું, જ્યાં બીરાજે માત શ્રેયકર હરસિદ્ધિ
એકસો આઠ મસ્તક ચડાવતાં, તેમાં ત્રણ ઓછાં થાય શ્રેયકર હરસિદ્ધિ
પહેલુ મસ્તક નારી તણુંને, પછી પુત્રનું દેવાય શ્રેયકર હરસિદ્ધિ
છેવટ મસ્તક પોતાતણું દેવા, ખડગ લીધું કરમાંય શ્રેયકર હરસિદ્ધિ
મસ્તક દેતાં મા પ્રસન્ન થઈને, સજીવન કીધાં ત્યાંય શ્રેયકર હરસિદ્ધિ
પછીથી કીધી સ્થાપના, તે નવા મંદીર મોઝાર શ્રેયકર હરસિદ્ધિ
ઉગમણે દ્વાર વસ્યાં જઈને, સેવે છે નર ને નાર શ્રેયકર હરસિદ્ધિ
માજી બીરાજે સીંહાસને, જ્યાં સુવર્ણ રત્નજડીત શ્રેયકર હરસિદ્ધિ
દ્વાર મંદીર રૂપા તણાં મા, કીધાં શાહે ખચીત શ્રેયકર હરસિદ્ધિ
જામ રાણાના રાજ્યમાં તમો, રક્ષા કરો મોરી માય શ્રેયકર હરસિદ્ધિ
બંને રાજાના અખંડ દીપક, શોભે શશી રવી જોડ શ્રેયકર હરસિદ્ધિ
કીલ્લો રચેલો કેલનો રે, દક્ષિણ દરવાજો સાર શ્રેયકર હરસિદ્ધિ
કીલ્લામાં દેવળ શોભતું રે, સુજ્ઞ કહે શ્રીકાર શ્રેયકર હરસિદ્ધિ
ત્રણ દરવાજા ઘુમટ રચના, શોભાનો નહિ પાર શ્રેયકર હરસિદ્ધિ
સન્મુખ માત બીરાજતાંને, જ્યાં નમે નર ને નાર શ્રેયકર હરસિદ્ધિ
દેશો દેશો દેશ નામનાને, આવે યાત્રાળુ લોક શ્રેયકર હરસિદ્ધિ
પુજા કરે ને છત્ર ધરાવે, ધરે અમૂલ્ય ભેટ શ્રેયકર હરસિદ્ધિ
સીંહ પરે માજી શોભતાંને, ત્રિશુલ ધર્યું છે અનુપ શ્રેયકર હરસિદ્ધિ
સાવ સોનાનો કંચબો ને, રૂપેરી છે છાપ શ્રેયકર હરસિદ્ધિ
સાચી ઓઢી છે ચુંદડી, માંહે નૌતમ દીસે વેલ શ્રેયકર હરસિદ્ધિ
શોભે કુમકુમનો ચાંડલોને, કેશર કેરી આડ શ્રેયકર હરસિદ્ધિ
વેણી અતી સુંદર ફુલનીને, ટીલી કરી લલાટ શ્રેયકર હરસિદ્ધિ
નઈણે તે કાજલ સારીયાંને, સેંથે ભર્યો સીંદુર શ્રેયકર હરસિદ્ધિ
નાકે તે નથડી શોભતીને, રત્ન અમુલ્ય જડીત શ્રેયકર હરસિદ્ધિ
કરમાં ચુડી છે હેમની ને, રત્ન જડીત અપાર શ્રેયકર હરસિદ્ધિ
કંઠે શોભે છે કાંઠલીને, હઈડે ઝણુકે હાર શ્રેયકર હરસિદ્ધિ
વેઢ કડાં વીંટી શોભતાંને, જડીત્ર છે બાજોબંધ શ્રેયકર હરસિદ્ધિ
નિરખી હરખે મન સકળનાં, અદભુત માનું સ્વરૂપ શ્રેયકર હરસિદ્ધિ
સ્વરૂપ જોઈ માજી તમતણુંને, અસુરો પામે ત્રાસ શ્રેયકર હરસિદ્ધિ
કેડે શોભે કટી મેખલાને, પાયે ઝાંઝર ઝણુકાર શ્રેયકર હરસિદ્ધિ

સાટીન અતલસનો ઘાઘરોને, ઘુઘરીનો ઘમકાર શ્રેયકર હરસિદ્ધિ
નેપુર વીંછીયા રણુઝણેને, ઝીણે સાદે સાર શ્રેયકર હરસિદ્ધિ
નખશીખ શોભા જળહળેને, મુની સ્તવે છે અપાર શ્રેયકર હરસિદ્ધિ
સ્વરૂપ સુંદીર અતી ઘણુંને, અદભુત રૂપ પ્રકાશ શ્રેયકર હરસિદ્ધિ
દાલભ્ય ત્રવાડીની કુળદેવી મા, વંશ વધારણ હાર શ્રેયકર હરસિદ્ધિ
જન્મ મરણ દુઃખ હારીણી મા, અસુરોનો કીધો નાશ શ્રેયકર હરસિદ્ધિ
દાલભ્ય ત્રિવેદીની કુળદેવીના, યશ ગિરિજાશંકર ગાય શ્રેયકર હરસિદ્ધિ
અલ્પમતી હું શુંરે વખાણું, કેમ કરી પામું પાર શ્રેયકર હરસિદ્ધિ
વિક્રમ સંવત ઓગણીસો, ચોરાસી તણી સાલ શ્રેયકર હરસિદ્ધિ
માસ છે આશ્વિન માતાતણોને, શરદપુર્ણીમા રસાલ શ્રેયકર હરસિદ્ધિ
કાવ્યની રચના જાણું નહિ માજી, તોપણ ગાયો છંદ શ્રેયકર હરસિદ્ધિ
ભુલ ચુક મારી માફ કરજો, ટાળો ભવના ફંદ શ્રેયકર હરસિદ્ધિ
ગાય શીખેને સાંભળે તેની, હરસિદ્ધિ પુરે આશ શ્રેયકર હરસિદ્ધિ

॥ बोलो एकवार हरसिद्धि मातकी जय. ॥

---

## ગરબી સાતમી.



રંગમાં રંગમાં રંગમાંરે, માજી હરસિદ્ધિ ખેલે મા રંગમાં
હરસિદ્ધિ હઠીલાં મા છે બહુ રંગીલાં ચોસઠ જોગણીના સંગમાંરે માજી૦
મંડપ મનોહર આપનો બનાવ્યો માજી સેવક તમારા ઉમંગમાંરે માજી૦
મધના પ્યાલા પીધા મતવાલી આનંદ આઠે અંગમાંરે ..માજી૦
સોળેશણુગાર માને અંગે સોહાવે નકી ચુની જડીછે નંગમાંરે માજી૦
અનેક પ્રકારનાં વાજીંત્રો વાગે થઈ થઈ થઈકાર થંભમાંરે માજી૦
નારણ કહે આપ પુર્ણ કૃપાથી ગાયો છે રાસ ઉમંગમાંરે માજી૦

॥ बोलो एकवार हरसिद्धि मातकी जय. ॥



(રામચંદ્રજીનો સીતાજી પર કાગળ પ્રિતમ લખે પ્યારીને-એ રાગ)



અલબેલીનાં વાજીંત્ર વાજીયાં, માજી હરસિદ્ધિનાં ગરેડે નિશાન
હરસિદ્ધિ ભલે આવીયાં
માનો પરદેશે પરચો ઘણો, માનો નવે ખંડમાં વાસ...હરસિદ્ધિ૦
માજી દુખીયાં આવેરે દુર દેશથી, તેતો સુખીયાં થઈ ઘેર જાય હરસિદ્ધિ૦
માજી વાંઝીયાં બંધાવો ઘેર પારણાં, માજી નિરધનીયાંને ધન હરસિદ્ધિ૦
માજી પાંગળાં આવેરે પરદેશથી, તેતો સુખીયાં થઈ ઘેર જાય હરસિદ્ધિ૦
માને અતલસ સાટીનનો ઘાઘરો, માને ઓઢણી દક્ષિણી ચીર હરસિદ્ધિ૦
માને લીલાતે ગજનો કંચવો, માંહે કસબ ભર્યાં છે તાર હરસિદ્ધિ૦
માને બાયે બાજોબંધ બેરખા, માને પોંચીયું લટકે હાથ હરસિદ્ધિ૦
માને હાથે તે ચુડી હેમની, માને દશે આંગળીયુંમાં વેઢ હરસિદ્ધિ૦
માને કંટેસરીને ઝુંમણું, ત્યાં કે હારે લીધો છે વાદ હરસિદ્ધિ૦
માને કાનેતે કુન્ડલ શોભતાં, માને નાકે છે નમણો મોર હરસિદ્ધિ૦
માને આડને ટીલી શોભતાં, માએ સેંથે ભર્યાં સીંદુર હરસિદ્ધિ૦
માને નયનેતે કાજળ સારીયાં, માએ દર્પણ લીધું હાથ હરસિદ્ધિ૦
માને પગમાંતે નેપુર વીંછીયાં, માને પાયે ઝાંઝર ઝણુકાર હરસિદ્ધિ૦
માએ કનકનો ગરબો શીર ધર્યો, એવો રમતાં વાધ્યોછે રંગ હરસિદ્ધિ૦
ગુણ ગાય ગિરિજાશંકર પ્રેમથી, ભુલ ચુકની માફી હું માગું હરસિદ્ધિ૦
જે કોઈ ગાય શીખેને સાંભળે, તેની હરસિદ્ધિ પુરે આશ હરસિદ્ધિ૦

॥ श्री जगतंबार्पणमस्तु. ॥

## ॥ શ્રી રસિદ્ધ માત જીની આ તી. ॥



જય હરસિદ્ધિ મૈયા મા  જય હરસિદ્ધિ મૈયા
કોચલેસ્થાન તમારૂં ઉજ્જૈન પુજાતાં જયોજયોમા જુગઅંબે

મીયાણીનો મહિપાલ પ્રભાતસેન રાજન મા  (૨)
તેનું ભક્ષણ કરીને કરતાં નિત્ય સજીવન....જયો જયો૦

માળવાનો મહિપાલ વિર વિક્રમ રાજા મા  (૨)
તેને વચને બંધાતા ઉજ્જન બિરાજીયાં....જયો જયો૦

આવ્યો એક સાહુકાર પડયો તુજ પગમાં મા (૨)
તેનું કાર્ય સુધારી અમર કર્યો જગમાં....જયો જયો૦

પ્રગટ જોત જગમાંય હરસિદ્ધિ દુઃખ હરતા  (૨)
સવા પહોર દીન ચઢતે તુજ પુજન કરતા....જયો જયો૦

સંવત ચોરાસીતણી સાલ આસો સુદ બીજે  (૨)
કરી આરતી તારી સ્વીકારી લીજે........જયો જયો૦

હરસિદ્ધિ માતની આરતી જે પ્રેમે ગાશે મા  (૨)
તેને સહુ સુખ મળતાં કૈલાસે જાશે........જયો જયો૦

નારણ પર કરી મહેર ગુણ ગાવા તારા મા  (૨)
અરજ સ્વીકારી અંબા કષ્ટ હરજો મારાં....જયો જયો૦



# અમારા તરફથી પ્રગટ થએલાં

## પુસ્તકો



| | | | |
|---|---|---|---|
| રણજીત વિજય વિલાસ | .. .. | કીંમત | ૦-૪-૦ |
| શ્રી ફ્રાલેશ્વર મહાત્મ્ય | .. ... | ,, | ૦-૧-૦ |
| શ્રી હરસિદ્ધિ મહાત્મ્ય | ... .. | ,, | ૦-૬-૦ |
| મહારાજ શ્રી જીવણલાલજી | ... | | |
| પોરબંદરવાળાએ કરેલી પ્રેમલીલા.... | | ,, | ૦-૨-૬ |

મળવાનું ઠેકાણું:—

નારાયણજી દામજી થાનકી,

મુ. જામ રાવલ.

કાઠીઆવાડ